# निलकंठ कविता.

સુધારાની શાખા વિસ્તાર પામવા સારૂ
રચી, છપાવી પ્રસિધ્ધ કરનાર

**ઈડરના કવી**

निलकंठ जीवतराम (औदीच्य).

દોહરો.

નીતી સત્ય પ્રકાશથી, ટળે તિમિર અજ્ઞાન;
સત જુઠ લાગે સૂઝવા, સુગતિ થાય બળવાન.

## અમદાવાદમાં

ખાડિયામાં અમરતલાલના મહાદેવમાં પોતાના
હિતેચ્છુ પ્રેસમાં મહેતાજી પિતાંબરદાસ
ત્રિભોવનદાસે છાપી.

સન ૧૮૭૮—સંવત ૧૯૩૪

કીંમત ૦-૬-૦

૧૨૦૨

# પ્રસ્તાવના.

અત્રેના સ્વર્ગવાશી માહારાજ જુવાનસીંહજીની વખતમાં સુધારાના ખરા બપોર ડંકામાં તપતા હતા, તે વખત મેં કવિતા બનાવવાનો અભ્યાસ શરૂ કરેલો તે આજ સુધીમાં જારી રેહેતાં ઈશ્વર કૃપાએ મારી ઉમેદ બર આવીછે. અને હજી જારી રાખ્યો છે તો તેમાં સુધારો થવાની આશા રાખું છું.

માહારાજ જુવાનસીંહજીને કવીતાનો શોખ હતો તેથી કવી દલપતરામને સત્કાર પૂર્વક બોલાવી તેમની કવીતાથી રંજન થઈ વર્ષાસન બાંધી આપ્યું તથા અમદાવાદથી મી૦ ભજગોવીંદ હરજીવનને બોલાવી છાપખાનું મંગાવી તેમના સ્વાધીન કરી એક વર્તમાન પત્ર કાઢયું. તેમાં મી૦ ભજગોવીંદ કવીતાઓ છાપતા તથા યોગ્ય પ્રસંગે રૂબરૂમાં પણ માહારાજા સાહેબને રંજન કરતા હતા. આ સુજ્ઞ માણસથી મારે મીત્રતા થઈ અને કવીતાના અભ્યાસમાં વધારો થવાનું સાધન મળ્યું તેથી તેઉ સાહેબનો ઊપકાર ભુલાય એમ નથી.

આ વખતમાં અત્રે સુધારાનો અસ્ત થયલો જો

ઈ કેટલાક સુજ્ઞ માણસોએ તેનો ઉદય થાય એવા પ્રય ત્ન રચવા મેહેનત કરી પણ પ્રપંચી અમલદારોની અનિ- તીથી સર્વ ભય રાખવા લાગ્યા. ગયા માર્ચ મહીનામાં મેં રાજ્ય પ્રપંચ દુઃખ દર્શક નાટક છપાવી બાહાર પાડયું તે વીથિ પણ મને સુધારામાં ઉત્તેજન મળશે એવી આશા હતી. પણ અહીંના ઈન્ચાર્જ રા. બા. ઓઝવરામજીએ કેટલીક હરકત કરવાથી મારી ઉમેદ ભંગ થઈ ગઈ, તો પણ દેશ હિત કરવામાં કાંઈ દુઃખ થયું તો તે મનમાં લા વવું નહીં એ વિચારથી આ બીજું પુસ્તક આર્ય ભાઈ ઓની શેવામાં રજુ કરયુંછે. તેમાં વીથિ કરીને સુધારા ને ઉત્તેજન મળે અને કુધારાનો નાશ થાય એવી બા બતો નાખવામાં આવીછે.

કેટલાક મૂરખ માણસો કવિતા એટલે શું એ સમ જતા નથી. તેઓ એમ જાણેછે કે ભાટ ચારણો જે ગી તો કહી ભીક્ષા વૃતી કરેછે તેમ કરવાનેજ કવીતા ઉપયો ગીછે. પણ જેપુર જોધપુર આદિક મોટા રાજાઓ તથા શ્રીમંતોએ કવિતાની ખુબીના ગ્રંથો કીધાછે તે વાંચવા થી તેમાં જ્ઞાતા શીવાય બીજાને માલુમ પડતી નથી. વળી કેટલાક મીથ્યાભીમાની ભાટો વગેરે કહેછે કે જે હિંદુસ્તા ની ભાષામાં હોય તેજ કવિતા કહેવાય કારણ કે ગુજરાતી માં તો તરત સમજી શકાયછે માટે તેતો કવિતા કહેવા

ય નહીં. હવે આ તેમનું બોલવું કેવું કેવાય? ગુજરાતી ભાષાની કવિતા જો હિંદુસ્તાની ભાષા જાણનારને બતાવી શું તો તેમાં તે સમજશે નહીં અને ગુજરાતી હિંદુસ્તાનીમાં સમજશે નહી. વળી અંગ્રેજી કવીતા તે બંનેમાથા એકે સમજશે નહીં તેમજ અંગ્રેજ એ બંને ભાષા સમજશે નહીં તો આ ઉપરથી એમ સીધ થાયછે કે દરેક માણસને પોતાની ભાષાનીજ કવીતા પ્રીય લાગેછે. અને ઉપરનું બોલવું એ નહીં આવડયાનાં ફાંફાંછે.

આ વખતમાં દેશ ઉનતી કરનાર સુધારાનો ઉદય થોડો ઘણો સર્વ સ્થળે થયોછે તેથી સજ્જનોનાં મન પ્રફુલીત થાયછે. પણ જેઓ લાંચ લેવી, છીનાળાં કરવાં, દગા કરવા, કામ, ક્રોધ, લોભ, મોહ ને અવળા રસ્તે વાપરવા એમાં પાપ ગણતા નથી અને ગમે તે ધર્મની કંઠી બાંધી અળગણ પાણી પીતાં પાપ સમજેછે તેવા માણસો સુધારાને દ્વેશભાવે જોયછે. સુધારાની મશ્કરી કરેછે અને મીથ્યા ધર્માભીમાનમાં ફુલી જાયછે. પણ જ્યાં સુધારાનો ઉદય થયો કે તેમના હાથે કરેલાં કાળાં કર્મ તેમને મોહોડે ધરાયાથી અંધ ખુણાઓમાં પેશી મુખ છુપાવતા ફરેછે, તેઓ એક આગીઆ જેવા સુધારાના તેજમાં ઝાંખાથઈ જાયછે. અને મીથ્યાભીમાનનાં કાળાં કર્મનાં કાળાં ફળ ભોગવી છેવટ નર્કમાં જાયછે. અને સુધા

રે કે જે સત્યને સાથીછે તેને કાંઈ પણ દાગ લાગતો નથી, તેતો સદાય પ્રકાશમાન રહેછે.

આ પુસ્તકમાં મારા અભ્યાસ મુજબ ગતી વાપરી છે માટે કાંઈ પણ દોષ માલુમ પડેતો ક્ષમાકરી મને બતાવવો જોઈએ કે બીજીવાર તે સુધારવામાં આવે. પુસ્તક છપાવતાં પ્રૂફ સુધારવામાં કેટલીક અડચણ નડવાથી ભુલો રહી હશે. તેનું શુધી પત્રક પાછળ આપ્યુંછે તેથી જોઈ લેવું. એજ વીનંતી તા૦ ૧ નવંબર સન. ૧૮૭૮.



# अनुक्रमणिका.

# નિલકંઠ કવિતા*



## મંગળા ચરણ.

## ગણપતિની સ્તુતી.

### દોહરો.

ગણપતિ રિદ્ધી સિદ્ધિપતિ, મહામનોહર રૂપ;
પ્રણામ કરિને પ્રીતથી, પાઉં વિદ્યાનો કૂપ. ૧

### સવૈઓ.

દેવિ તનુ ગજ આનન દેવ સુકાર્ય વિષે શુભ નામ તમારૂં,
વેશ વિચીત્ર ચરીત્ર રૂડું શુણતાં જન કલ્મિષને હરનારૂં;
સૂ વર દાયક શક્તિ રૂડી નિકટે વસતી રિધ સિદ્ધજ ચારૂં,
મંદ મતી કવિતા કરતાં ગતિવાન થવા શુભ નામ ઉચારૂં. ૧

### દોહરો.

દાતા દે વર દીનને, શુભ કામો કરૂં રોજ,
વીઘન નડંતાં સત્યને, હણજે પ્રપંચ ફોજ. ૧



# મહાદેવની સ્તુતી.

## માલિનિ છંદ.

પરમ જગતપીતા, દેવના દેવ દાતા,
નિધિ રૂપ ભવમાંહી, ભકતને સદ્યત્રાતા;
જનમ રહિત વેદે, વર્ણવ્યો તૂજને છે,
ત્રુગમય ભરપૂરો, તે અમાયા લહે છે. ૧
પશુપતિ દિનનાથા, અર્જ ઉચ્ચારૂ પ્રીતે,
ગતિ હિન ચિત ધારૂ,દેશના સત્ય રીતે;
શુભ વર દઈ સ્વામી, બુધ્ધિ કૂડી સુધારો,
અનુપમ નિજ શકતી, શારદાને વધારો. ૨
સુરસ હૃદય ભેદે, દેખિઓ દિલ જામે,
વિમળ કર હું વાણી, સર્વકો સુખ પામે;
રતિભર ગતિ વીના, હું રહું મોટિ હામે.
વણુ વિઘ્ન પ્રભુ તું, સિધ્ધિ દેજે સુકામે. ૩

---

# દેવીની સ્તુતી.

## ગીતી છંદ.

સાચી શકતી સુખદ, નમન કરૂં આદ્ય હું તને માતા,
કિંકર સ્હામું જો તું, તાપ શમાવી કર ઝટ સુખ શાતા. ૧
શૌર્ય દેશ કળિકાળે, થયોછ નીર્બળ અતીશ અજ્ઞાન;
તુજ નિયમથી કેં કેં, સત્ય પ્રકાશે અને નિતીમાન. ૨

બુધ કવિ શાસ્ત્રી જ્ઞાની, ચળકે તુજ વરથી તેજ ભરપૂરા;
સુદેશ શોભા પામે, થાયે છે બહુ અનીતિના ચૂરા. ૪
ભકતોને વરદાયની, વિઘ્ન હરણ તારણી ભવાબ્ધીને,
દેવ મુની ગુણ ગાતા, કહું અલ્પમતીજ શું વધારીને. ૩
હૂં ભિક્ષુક તુજ બાળક, જગત માત યોગ્ય છેજ તું દાતા,
ઓંકરના હૃદયે રહી અલ્પ મતીને કર તુજ ગુણ ગાતા. ૫
અસંખ્ય અપરાધોને, સમાવ કરિ કર ક્ષમા લહી દાસ,
તુજ બિરદે બાળકની, બાંહ્ય ગ્રહી પૂરજે સદા આશ. ૬

---

# સુધારો ધારવા વિષે.

## ગરબી.

બોલોને માવા, મારા સમ બોલોને માવા. એ દેશી.
ધારોરે ધારો, સુધારો ધારોરે ધારો,
ફરિફરી કદી આવવા સુખ વારો, સુધારો. ટેક.
કુધારાથી કષ્ટ ઘણાં વેઠયાં,
હજી નથી તેહ નીચાં બેઠાં. સુધારો૦ ૧
વખત ફરી આવે તો નહિ આવે,
તજો તજો સુસ્તી અતી તાવે. સુધારો૦ ૨
ઘણા દીન કષ્ટ સહ્યાં સર્વે;
હવે સહો કેમ જુઠા ગર્વે. સુધારો૦ ૩

વિદ્યા વીના જરથી તજો સુખો,
જરાભીમાનીનાં બહી દુઃખો. સુધારો૦ ૪
નીતી,જૂઠ પીડથી પોકારૈ,
ચડો પ્રભુ આશ ધરી વ્હારે. સુધારો૦ ૫
બનો નીતી થર હવે સાચા,
દબાવીને વ્હેમતણી વાચા. સુધારો૦ ૬
રહ્યા જડ જ્ઞાન વિના વિદ્યા,
સાધી જીઅટ સૂધારક નીંદ્યા. સુધારો૦ ૭
અરે મીત્ર કરિયે નહીં એવું,
એમાં કૂડું કર્મ દીસે કેવું. સુધારો૦ ૮
કહે નીલકંઠ સમય સાધી,
ધરો હામ વ્હેમ લીયો બાંધી. સુધારો૦ ૯

---

## सुधाराथी थतो आनंद.

### સાખિયો.

આનંદ કરીયે આજ, ચાલો આનંદ કરીયે.
સ્તવિયે સહુ જગરાજ, ચાલો આનંદ કરીયે;
વ્હેમ અનીતી દેશમાં, વ્હેતીતી ભરપૂર;
પીતાં આર્યજનો તણાં, ગયાં સન્મતિ સાચું થર,
ચાલો આનંદ કરીયે. આનંદ૦ ૧

કિરણ સુધારાનું પ્રબળ, દરસાવ્યું જગ દીશ;
જવાન ઊછરતા જાગીને, ફોડે ફેલી જનોનાં શીશ,
ચાલો આનંદ. આનં૦ ૨
અંધકાર અળગો થયો, પ્રસર્યું પૂરણ તેજ,
સર્વે લાગ્યું સુજવા, કૃપાળુની કૃપા થૈ એજ;
ચાલો આનંદ. આનં૦ ૩
અનેક યંત્રો આદર્યાં, ઢોંગ જંત્ર સૌ નાશ,
જય જયકાર અવાજ તો, શ્રુણે કાન હવે ચોપાસ:
ચાલો અનંદ. આનં૦ ૪
વિદ્યા હીંદુસ્તાનથી, રીસાઈ ગત પરદેશ;
શૂર સુધારો લાવિયો, જુઓ યોવન બાળાવેશ;
ચાલો આનંદ; આનંદ. ૫
આહા આ દીવસો ખરે, સ્વપ્નામાંહિ અજાણ,
નજરે દેખી રીઝિયે, કૃત્ય માણસનું નહી જાણ;
ચાલો આનંદ, કરીયે. આનંદ. ૬
મીત્ર મળો સૌ એકઠા, ભરિને સ્તવન સમાજ,
ઇશ્વરગુણ ગાયન કરો, જુઓ રાખીછે એણે લાજ;
ચાલો આનંદ. આનંદ. ૭

---

# मीथ्याभिमान तजी अने स्वतंत्रता राखवा विशे.

### શાર્દુલ વીક્રડીત છંદ.

ગાજેઆજ કુગર્વ સર્વસ્થળમાં, થાયે કુડા કેરરે;
લાજે તેથિ કરી સુદેશ, રચના સંભાળ વીના ખરે;
સાચા શૌર્યવિના રહી મમતમાં, હેરાન થૈ આખરે;
સાકરસ્વાદ સ્વતંત્રતા નવ લહી, આશ્ચર્ય થોડું નરે!! ૧
[૧]જારીગર્વ ધરી મતી કુડકરી, પામ્યા ઘણી ક્ષીણતા;
અંગ્રેજો રૂવિ પુર્વજો બહુ, શુરા દેઓજ નીપૂણતા;

---

૧ આ વખતમાં વ્યભિચારાભિમાન બહૂજ વધીગયેલો જોવામાં આવેછે, એનાથી આપણા આર્યભાઇઓ છેક ખરાબ અવસ્થાને પોચ્યાછે. કોઇ વધારે શ્રીમંત થયો તો જેમ વધારે પાતરોને રાખશે તેમ સારૂંકર્યું સમજશે. કોઇ મોહોટા અધિકારી હશે તો તે વ્યભિચાર સારૂ ન્યાયને કોરે મુકશે, વીદ્વાનમાં ખપતા હશે તો તે પણ આશક માશુકની પ્રીતીઓમાં પડશે. આ વ્યભિચારનો ગર્વ એટલોતો છે કે, પતિવૃતા સ્ત્રી કોઇ પાસે ન જતી હોય તે વીશે વૃત્ત ભંગ કરવા શામદાન ભેદ દંડ આદીક ઉપાયો કામે લગાવવા સારા કહેવાતા માણસો પ્રયત્ન કરેછે અને એવી સ્ત્રીને વ્રત ભંગ કરી પોતે એટલાતો ખુશી થાયછે કે જાણે તેમણે કોઇ માહાભારત કામ કર્યું. આ વાત થોડી દીલગીરી ભરેલી નથી!!! કોઇ વ્યભીચાર સારૂ

એઓમાં વ્યભિચાર હાલ સમતો નૈં ચાલતો લેશરે;
એ ગર્વથિ નકી તમે કિરતિને ચોડીદિધી મંશરે. ૨

બાવા થઈ જાયછે, કોઈ હામ દામ અને કામ ખરાબ કરે છે. એવી રીતે અનેક કુકર્મો વ્યભીચારથી બનેછે તે ઉપર વીદ્વાનોએ કહ્યુંછે કે,

શ્લોક· दर्शनात् हरते चीत्तं, स्पर्शनात् हरते बलं;
संभोगे हरते वीर्यं, नारी प्रत्यक्ष राक्षशी॥१॥

અર્થ—દેખવાથી ચીત્તને હરે, સ્પર્શ કરવાથી બળહરે, અને સંભોગ કરવાથી વીર્યને હરે; માટે નારીછે તે પ્રત્યક્ષ રાક્ષસીનું રૂપછે. હવે વિચાર કરો કે જગતમાં સ્ત્રીછે તે રત્નની ખાણ કહેવાયછે; નળ, હરીશ્ચંદ્ર, ભોજ, વીક્રમ, રામચંદ્ર આદીક રત્નો સ્ત્રીથી ઉત્પન થયાંછે, ત્યારે તેને રાક્ષશી શી રીતે કહેવી? પણ આપણા આર્યભાઈઓએજ એ શ્લોક લખવાની જરૂર પાડીછે. સુંદરસ્ત્રીને દેખી મન નહી બગાડે, પાસે બેસવાથી વ્યાકુળ નહીથાય, અને એકાંત હોય તો પતીવૃતાથી જોર જુલમે વ્યભીચાર નહી કરે એવા પુરૂપ આ વખતમાં ઘણા થોડા દેખવામાં આવેછે. અને વ્યભીચાર નકરે એતો નામરદ કેહેવાય, નર ભમરનેતો વ્યભીચારની ફીકર નહી, આવા દુષ્ટ વિચારના લોકો અસંખ્ય દીઠામાં આવેછે, પછી કહોકે શૌર્ય હીંન ક્ષીણતા કેમ ન હોય? જુઓ કે માણસના શરીરનું મુખ્યબળ વીર્યછે, હાલમાં પુરવીઆ લોકો વ્યભીચાર નથી કરતા તો તેઓ કેવા બળવાન હોયછે. વળી આપણા પુર્વજો રૂષી વગેરે

[૨] બીજો ગર્વહિણો ધણોજ, કનડે તે નાત રૂઢીતણો.

---

હતા તેઓપણ હાલ મુજબ વ્યભીચાર કરતા નહોતા, પોતાની સ્ત્રીને પણ સમય પ્રમાણે રૂતુદાન આપતા હતા તો તેઓ શરીરે તેજસ્વી, શુરા, બળવાન, વિદ્વાન અને દેશને ચોગરદમ ગજવનાર હતા; હાલમાં અંગ્રેજોમાં પણ અતી વ્યભીચાર નહોવાથી ( કદી હશે તો કેળવાયલા પુરૂષોમાં બહુજ ધિક્કાર સાથે હીંદુઓ જેટલા નહી હોય ) તેઓપણ હાલ સરવોપરી થઈ પડયાછે, એક અંગ્રેજની ગમેતેવી ખુબસુરત સ્ત્રીને લઈ બીજો અંગ્રેજ ફરવા જશે તો તેઓમાં જેવલેજ બીગાડ થતો હશે અથવા નાકહીએ તોપણ ચાલે, તો તેઓ શરીરમાં મજબુત અને બધીવાતે ઉંચી હાલતમાંછે, અને કોઈ હીંદુ જો એ રીતે સ્ત્રીને લેઈ ફરવા જાયતો શ્લોકમાં બતાવ્યા મુજબ થયાવીના રહે નહી તેથીજ તેઓ શરીરે શુષ્ક આયુષ્યહીણ અને દેશ ડુબાવવાનાં સાધન થઈ પડયાછે. કોઈ કોઈ વખત એમપણ સંભળાયછે કે ફલાણા માણસે ફલાણી વેશ્યાની છોકરીના પ્રથમ સંભોગના ચાલીશ હજાર કે તેથી વધારે રૂપીઆ આપ્યા. ખરે! આ શીવાય બીજું શું વધારે ખેદકારક કહેવાય!!! પણ જો આ ઠેકાણે વ્યભીચાર ન કરવાનું અભીમાન નહોય તો દેશને અત્યંત લાભ થાય એમાં શક નથી.

૨ બાપદાદાની ચાલતી આવેલી રીત પકડી રાખવી તે.

બો દ્રવ્યે સુખિ ના થવાય, ખુળમાં જાયેજ પૈથો ઘણો;
[3]બોબો વેરવધિ સગાં નિજમહીં, તોફાન કૈકૈ બને;
ઊંચી હાલતતો કદીનહિ મળે, છોડયાવિના એહને ૩
ત્રીજુંછે અભિમાન, કૂળ શુળજે ટાળીદિયે સૂખથી;
નીતી સત્ય હણાય, તોય નહિ તે નીચું કહાવે કદી;
સર્વે એમ જાણે કુલીન સઘળા, ન્યાતી વિષેતો છિયે;
[4]આચાર્યો કરિને વખાણુ ઉચકે, પૈશા કઢાવી લિયે. ૪

---

૩ સોમણુ રાખનો એક પીતરાઈ એ કહેવત ચાલેછે. હવે વીચાર કરો કે જ્યારે સગામાંજ આટલો કુસંપ મજબુત રહ્યોછે ત્યારે ઊંચી હાલત શી રીતે થાય!!!

૪ બ્રાહ્મણોનાં કુળનાં વખાણો કરીને ફુલાવનારા શુકલો હોયછે. ક્ષત્રિઓને કુળનાં વખાણ કરીને ફુલાવનારા ભાટ ચારણો હોયછે, વૈશ્યોને પંડીતો (વીદ્વાનો નહી પણ એ નામની એક ન્યાત જુદીછે કે જેનું પોષણ વૈશ્યોજ કરેછે) અથવા બ્રાહ્મણો; અને શુદ્રોને પણ ભાટ ચારણો ફુલાવનારા હોયછે તે શીવાય રાજગોર આદીક ભીક્ષુકોજ એ ધંધા કરેછે, તેનાથી સરવે ન્યાતીના લોકોમાં ગર્વ હોયછે કે અમ ઊંચાં હાડકાંવાળા કુળવાન છીએ. અને વૈવંચા ભાટ કહેવાયછે તેઓ રમુજ અને વખાણો સાથે એ મીથ્યાભિમાન એવુંતો સજ્જડ ચોટાડેછે કે તેઓ ઘરમાંથી જણશ વેચીને પણ ભાટોને ખુશીથી આપેછે. આ લોકો જોકે આ પ્રમાણે ઉપદેશ કરેછે તે પ્ર-

જેઓ છે અધિકારિયો* ખટપટી ગર્વો કુન્યાયે ધરે,
સાચૂ જુઠ કરે જુઠું નિજ તણું બોલ્યું કદી ના ફરે;
વીદ્વાનો જડ મત્તના ભણિ ગણી બીએ ઘણા હાલમાં,
તેઓનો વળિ ગર્વ સર્વ કરતાં દેખાય એ તાલમાં. ૫
સર્વે રૈયતને દિયેછ નકિ તે, જેમો કુડા શાસ્ત્રના;
ચાલેછે+ કળિયૂગ આ વિતરકો તેથી સુધારા તણા.

---

માણે રાજા પ્રજાઓને સત્ય અને વીદ્યા નીતીનું અ-
ભીમાન વીરરસેં કરી ચોટાડે તો થોડી મુદતમાં આ
મીથ્યાભિમાનનો નાશ થાય.

* આપણામાં કહેવત ચાલેછે કે કાજીની કુતરી મુઈ એટલે સુખ મનાવવા સૌ ગયું, પણ કાજી મુવા એટલે તો કોઈ ના ગયું. આવીજ રીતે હાલમાં ઘણે ખરે ઠેકાણે ન્યાયાધીશો મીથ્યાભીમાને અને જુલમથી પોતાને સારા કહેવરાવેછે, પણ અંતે સરવેનું અંતઃકરણ શ્રાપદેછે.

+ કંઈ પણ સુધારાની વાત કરીયેછે તો ભટ બ્રાહ્મણો કહેછે કે કળીયુગ ચાલેછે તેથી તમારી બુદ્ધિયો ભ્રષ્ટ થઈ ગઈછે પણ વિચારતા નથી કે,

**મનહર છંદ.**

વિદ્યા વીના બીખ અભીમાને ગ્રહી આળસને,
આળસથી રૂઢીઓનાં મૂળતો રોપાયછે;
તેથી અગનાન અગનાને કુડ વેંમ વધી;
વનમાંહી બળે વાંસ એજરીત થાયછે,

દુઃખી ચાલ કરે નહી ન સુધરે જલ્દી કુગીતા ઘણી.
તેનું કારણ પાપિયો ભટ તણા ગર્વો નિતી દેખણી; ૬
એ આદીક કુગર્વ જ્ઞાન હણિને દુર્બુધ્ધિ દેછે અરે,
આ દેશી મમત્વાત સત્ય લહિને શસ્ત્રો ધરો કંમરે;
રાખી ત્યો અભીમાન સત્ય નિતિનું જો જન્મ સાર્થક કરો,
વીદારો ઝટપટ્ટ વ્હેમ સઘળા જુલ્મો થકી ના ડરો. ૭

---

# पापी जीवने शिक्षा.

## ૫૯.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે, એ દેશી.
જાગી જો તું પાપી જીવ કૃત્ય ત્હારૂં;
તજી દેતું તર્ક ગુમાની, ભ્હોરી લેના હાથથી હાની,
શિખામણ લે તું માની, વાર હજાર હું વારૂં વારૂં;
જાગી જોતું પાપીજીવ કૃત્ય ત્હારૂં, ટેક.
લાજ લોપી તેં નીતીની સ્વાર્થ માટે,
વગોવાયો પ્રપંચોથી વાટે ઘાટે;

---

આશ પાશ લીલાંછમ વૃક્ષને થતા
અંકુર વાંસજાળ સાથે બળિને ઠુંઠાં દેખાયછે,
કહે નીલકંઠ જન જાય આવે અંધારામાં;
ખાંહે વાગે ઘણાં થાય તેથી ત્રાહ ત્રાહછે.

વલિગયો છેક જન્મ બારવાટો.
મેદકરી અંધાંશું થાયે, ભીર વિચાર, સારા સારને સ્વી
કાર, નીતીધાર, કુડ નિવાર, માહાત્મારથી ગમાર, પામે
હાર, વારવાર, તો પણુ પ્યાર, ધરી અપાર, જુઠથી પ્યા
ર, સમજે સારૂં સારૂં, જાગી જો તું પાપી જીવ કૃત્ય
ત્હારૂં. ૧

કરી પાપ તું ખુણામાં ખુશી થાય;
કો નવ જાણે એમ ધારીને ફુલાય,
ઘાસ માંહી અંગારો નહીં છુપાય,

મનુષ્ય જન્મ ધરીને, ભોઈસાન, બહુ અપમાન, લૈ હે
રાન, યથોમાન, વેઠયું જાન, તો પણુ ભાન, નથિ નિદાન,
સત્ય જ્ઞાનમાં નથિ કાન, કુડ ધ્યાન, પ્રપંચ પાન, ઓ સે
તાન, કરેજ નઠારૂં નઠારૂં, જાગી જો તું. ૨

કુડાં કૃત્ય ત્હારાં કદી નૈજ મૂકે,
કાંકે ઇશ્વરી નીમો કદી ન ચૂકે;
સારે સારૂં ખોટે ખોટું ફળ ઝૂકે.

પાપોકરી સાચો થવા, તું રીબાય, ને ચીઢાય, લાગે
લાહાય, દીલ શરાય, તરફડાય, તોપણુ ધાય, અનિતિ-
માંય નરકે જાય, ધીક તને ઉતારૂં ઉતારૂં, જાગી જો તું
પાપી. ૩

સમજ સમજ માન મુકીને અભાગી,
તજીદે તું પ્રપંચ પ્રતિજ્ઞાજ નાગી,

સત્યનીતીતણો ઝંદ થા સુહાગા.
પ્રભુ પાસે દિન થે માગી માગ, અંતર આગ, દુસ્મનિ દાગ
કુડ ખટરાગ, જે અથાગ, તેનો ત્યાગ, કરી જાગ, જોઇલાગ,
સરસ માગ, માં ધર પાગ, નિજકંઠ વાગ, સમજી ચારૂં,
ચારૂં, જાગી જો તું પાપી. ૪

---

# रूढीयोनां बंधन.

## ૫૯.

વૈષ્ણુવ નથી થયો તું રે (એ દેશી.)

બંધન રૂઢીઓનાં ભારી, બંધન રૂઢીઓનાં ભારી;
ભોગવે દુખ નરને નારી, બંધન રૂઢીઓનાં ભારી. ટેક.
બ્રાહ્મણને સંતાપે દેઓ, દિકરીઓ વેચાવે;
વીદ્યા ભુલાવી નીતી ભુલાવી, દળીદ્રતાને લાવે. બંધન. ૧
ક્ષત્રીઓને પણ દુખ દેછે, દિકરીઓને મારે;
એતરના ધણી કૈક કુંવારા, મુઆજ રૂઢિઓ તાવે. બંધન. ૨
વૈશ્યોના વેપાર તજાવ્યા, કુડ નીર્બળતા કીધી;
તેનાથી શુદ્રોની કમાઈ, લહીછેજ નવનીધી. બંધન૦ ૩
શુદ્રોને સુખ શાનું હોયે, ત્રણ પાયા જ્યાં ભાગ્યા;
આ રીતે ખુલ્લું દેખાયે, તોય કોઇ ના જાગ્યા. બંધન૦ ૪
નીજજાતને દુઃખ થાય, પણ ખોટાં ખરચો કરવાં;
ઘરમાંથી ધનમાલ કાઢીને, દળીદ્રતામાં ભરવાં. બંધન૦ ૫

રૂઢિઓના બાંધેલા જેઓ, નાત પટેલ કહાવે;
તેઓ સુધારકોને ત્રાસ, નાત નાતમાં તાવે. બંધન૦ ૬
નામદાર નાતમાં થાયતો, દ્વેશ બીજાઓ કરતા;
ગોત્રી સગામાં ઘણોજ ચાલે, એ અજ્ઞાની રસ્તા. બંધન૦ ૭
[1]ફાટેલા જોડાજ પેરવા કાછડી ઢીલી વાળી,
શિર પ્રપંચની ઢીલી પાઘમાં, ભલી રીત ના ભાળી. બંધ૦ ૮

---

૧ વ્હેમીઓમાં જે ડાહ્યો ગણાય તે એવો દરેસ રાખેછે. હાલમાં ઇંગ્રેજી રાજ્યમાં સ્વચ્છ અને શોભાય માન વસ્ત્ર પેરવાનો શોખ વધારે છે, તો પણ એવા વ્હેમીઓ એ ચાલને પસંદ કરતા નથી. એમનો તો ધંધો એજ કે, નાતના માણસોનાં છીદ્ર શોધવાં તેને સારૂ બેશી ચરચા કરવી. કોઇના દીકરા દીકરીનું લગ્ન થયું તો તેમાં વચ્ચે પડી તોડી ફોડી બીજાને ત્યાં લગ્ન કરાવી લાંચો લેવી. અર્થાત દીકરા દીકરીઓના સટા કરનારા વેપારી કહીએ તો ચાલે. એમને જો કાંઈ પુછવામાં આવે તો કહેશે કે એ તો અમારા બાપ દાદાની ચાલતી આવેલી રીત અને પંચવટ તે અમારાથી કેમ તજાય. ઉપર બતાવેલા વેપાર રૂપી વટમાંથી અમારો રોજગાર ચાલતો હોય, અને વીદ્વાનોને હશી કાહાડીયે પછી અમારે શું વધારે જોઇએ

ગંદાં છોરૂ ગંદી જોરૂ, ગંદાં ઘરને આંગણ;
માથે દુખડાં નાંખી રગડે, પાપી રૂઢીઓનાં પણ. બંધ૦ ૯
ભિખમાં ઇજત માની બ્રાહ્મણે, સોનાનું બખ્ખર કહી;
વાળ્યું સત્યાનાશ દેશનૂં, ધર્મ ગયો હેતો નહીં. બંધ૦ ૧૦
ઉંચ વરણોમાં એમજ છે તો, ત્રણ વર્ણે શુર ક્યાંથી,
બાળી મૂકો એ રૂઢીઓને, આવે દુખ એમાંથી. બંધ૦૧૧
નીલકંઠ પ્રભુને વિનવે છે, કર દેશીને શાતા;
રૂઢી બંધનો તુટે તડાતડ, થાય સર્વ સુખશાતા. બંધન૦ ૧૨

---

# सारु काम करतां दुनिआना बोल्या उपर जोवुं नहीं.

## લાવણી.

દુનીઆને શું કહિએ ભાઈ, એને કોઈ નથી જીત્યું,
કાયર નહિ એનો નીશ્ચય, નીશ્ચય છે જેને વીત્યું;
જો મુખથી ઉચ્ચાર ન કરીએ તો કહેશે અજ્ઞાનીરે,
સત્યોચ્ચાર કરંતાં મનમાં, બહુ બોલો લે માનીરે;
જો ધીરજથી કામ કરે તો, તે જનને પાવૈ કેશે,
સારૂં સાહાસ કરવા જાતાં અપવાદો વિધવિધ દેશે;
કવીશ ભકતો યોગીઓ પણ આ દુનિઆંથી હાર્યા છે;
કોની તે નથી એવું કહીને, સંતજનોને વાર્યા છે,

માટે સારાં કામો કરતાં, પડે બહુ મત જેવારે.
સાચા નીતીવાન જનોના મતથી રેવું હુંશિઆરે;
વિપત બરાબર સુખ ન બીજું, જો થોડા દીવસ રેહેશે,
દુનિઆં કેરો સત્ય અનુભવ, એ વખતે જન કો લેશે;
બડબડ મુર્ખાઓની તજીને, નિશંક કામ રૂડાં કરવાં,
એ સજ્જનનો પર્મ ધર્મ છે, સત્ય નીતી ઉરે ધરવાં,

---

# દેશીઓને વિનંતી.

## પદ.

### રાગ આશાવરી.

સમજ મન દમહી દમ કામેલા. એ દેશી.
માનો વિનંતી માહારી, ઓ દેશીઓ માનો વીનંતી મારી;
તમે થર ગયા કેમ હારી, ઓ દેશીઓ માનો ટેક.
કળીયૂગ દેખી ચમકી પડીઆ, અવળાં શાસ્ત્રો વિચારી;
અનીતી હઠે નહીં એ ઉર નીશ્ચય, સત્ય હીમત ના ધારી;
ઓ દેશીઓ માનો વિનંતી માહારી. ૧
નથી નથી પ્રભુએ કળીયુગ મૂક્યો, એતો પીતા સુખકારી;
એહની આશથી હઠવો અનીતી, તો ન બને દુખચારી;
ઓ દેશીઓ માનો વિનંતી. ૨
ભોળા થઇ વ્હેમથી ભરમાઓ, ભટ જુઠવાત સ્વીકારી;

બળવાન થઈને ટક ટક દેખો, એજ છે વાત નઠારી,
ઓ દેશીઓ માનો વિનંતી. ૩
છેક મર્યાદ છોડી અનીતીને, માનોછો અમૃત વારી;
બહુ બહુ દુખડાં શિરપર લૈને, સતધર્મ નીતી વિસારી;
ઓ દેશીઓ માનો વિનંતી. ૪
મંડન, શંકર, વીક્રમ આદીક, કેવી નીતીને વધારી;
દુઃખ સહ્યાં પણ ધીરવીર રૂડા, કળીયુગની વાત મારી;
ઓ દેશીઓ માનો વિનંતી. ૫
એમજ આપ હવે દુખ સહીને, ઊઠો કુવ્હેમ નિવારી;
નીલકંઠ કે' પરમારથ કરતાં, સાહ્ય થશેજ મોરારી;
ઓ દેશીઓ માનો વિનંતી ૬

---

# વ્યભિચાર નિષેધ.

## લાવણી.

શુણોશુણો ઓ સજ્જન શાણા, શીખ ધણી સાસારી
જો દિલમાં રૂડુંચાહોતો, થશો ન વ્યભિચારી. ટેક.
જારી જરૂરછે દુખકારી, ઉર નીશ્ચય જાણી;
એ વાતેથી ચઢાવશો નહી કદી શર પાણી;
કર્યે જાર કૂકર્મ લાગશે, વિપત્તિ વશ થાશો;
વિવિધ વેદના અંગ વળગશે, માણશથી જાશો;
જારી માણસને સ્વાનની પદવી મળશે,

નહી બ્હાર નીકળે ઘણા કીચમાં કળશે,
નરનારી સર્વે દુષ્ટ ગણી ખળભળશે.
એહ હાલ જન વ્યભિચારીના, ઉર એવું ધારી;
જો દિલમાં રૂડું ચાહોતો, થશો ન વ્યભિચારી. શુણો.૧
જર પાસેથી જશે ઘરનું, ભોજન ને ભાવે;
રટણ થયે રંડાનું તમને, નીંદ નહી આવે;
પોતાની સ્ત્રીતણો પ્યાર, તે રંડા ભૂલાવે;
ફુલાવી જૂઠાં કરી વખાણો, જન મતિને ખાવે;
બદ, ટાંકી પરમીઆ આદીક રોગો થાયે[1],
જન જારી કેરો અપયશ જુગ સૌ ગાયે,
છાનો કે ચાહન દેહ સહિત દંડાયે,
જુઓ જુઓ એ અઘોર કરમો, એનાં વીચારી;
જો દિલમાં રૂડું ચાહોતો, થશો ન વ્યભીચારી શુણો. ૨
જન જારી ઉઘાડ પડીનહી, માણસમાં બોલે;
શાથી કે જન કોય તેહનું, છાનું છીદ્ર ખોલે;
ભલે હોય વિદવાન ધની, પણ તે નરખર તોલે;
રસ્તે જાતાં એ રસિયાને સૌ મનમાં તોલે;
જનજારી માથે હજાર દુસ્મન થાશે,
તેમાં પણ કે ખળ વ્હાલાથૈને ખાશે;
વળિ દેખાદેખી બાળક પણ અંજાશે;

---

૧ ભોગે રોગ ભયં.

અરે!! કરો કે કરો વીચારો, તજોજ પરનારી;
જો દિલમાં રૂડું ચાહોતો થશો ન વ્યભિચારી. શુણો. ૩
સજ્જન સાણા સગાં થકી, નહી જારી મન મળશે;
તેઓનો ધીક્કાર સહિત, નીત કામચારિ બળશે;
કૂવા નદી તળાવે જે, જારી જન ટળવળશે[૧];
જીવતર મીથ્યા એમાં જાશે નહિ શુભ ફળ ફળશે.
બહુ જ્ઞાનવાન થૈ દાનકરે ઓ ભારી,
ધન કામ મોક્ષથી ધર્મધુરંધર ધારી;
પણ જારી થાયતો ફરે તેહ પરવારી,
દેખીતોછે મોહ, ઓહ માંહીતો છે ખારી;
જો દિલમાં રૂડુંચાહોતો, થશો ન વ્યભિચારી. શુણો. ૪
મુએમૂખ કહેનહી માનવ, પાછળ નીંદેછે;
તે ભૂલી જે જારી મુરખા, રહે સ્વછંદેછે;
પાપ પ્રૌઢછે પરમ પુરાણે, શાસ્ત્ર સહુ કે' છે;
પરનારીની પ્રીત મહી, નર અતી નર્ક સ્હેછે;
અવગુણ એવાછે અતીશય એમાં ભાઈ,
એમાં શું મોહ્યા માનીને ચતુરાઈ,
નિજ તન મન ધન તો જરૂર જાય ખવાઈ;
નીલકંઠ કરજોડી કે' હિત, કારણ પોકારી;
જો દિલમાં રૂડું ચાહોતો, થશો ન વ્યભિચારી. શુણો. ૫

---

૧ સ્રીઓ પાણી ભરતીહોય ત્યાં મુખદેખી ખુશી થવા.

## કુંડળીયાછંદ.

લાવોને લીંબૂ રૂડાં, પાંચકરી પચરંગ;
ચાખોતેને જીભથી, એક સ્વાદછે અંગ;
એકસ્વાદછે અંગ, રંગથી શોભિત હોયે;
મરે તેહમાં મૂર્ખ, મતી જર ઝાઝાં ખોયે;
છપાય કીર્તી ઠામ, દુરાચરણીનું ખીંબૂ;
એમજ નિજ પરનાર, જુઓ લાવીને લીંબૂ; ૧
સ્વાન હાડકૂં ચાવિને, દાંતે કાડે લોહિ;
તે ચાટી ચિત સુખધરે, એમ જારિને જોઈ;
એમ જારિને જોઈ, સત્વ જાતાં સુખ માને;
નીતીધર્મ હણાય, તોય સમજે નહિ સાને;
નીલકંઠ કે, સત્ય, ખરે જોયુંછે તાવી;
જારીનું જો સુખ, શ્વાનસમ અસ્તી ચાવી. ૨
પરતરિયાની પ્રીતતો, ડાકણસમ દેખાઇ;
ડાકણથી પણ અધિક તે, વિચારતાં સમજાઈ;
વિચારતાં સમજાઈ, હરે ડાકણ તો લોહી;
પણ સૌ જીવતર વ્યર્થ, કરે નર પરત્રિય મોહી;
કહે સત્ય નિલકંઠ, ભરીછે એમાં ભીતી;
ડાકણથી પણ અધિક. બુરી પરતરિયાપ્રીતી. ૬
જ્યમ લોલક ઘડિયાળનું, જંપ ન પામે જામ
એમ વ્યભીચારી નરો, ભટકે છળવા ભામ

ભટકે છળવા ભામ, કામ સારૂ નવ સૂઝે
મદ અંધારાં માંહિ, કુડા ઘા કદી ન રૂઝે
કહે સત્ય નિલકંઠ, શાંતિ નવ દીસે ક્યારે
અનુભવ સારૂ જુઓ, ફરે લોલક ઘડિયાળે. ૪
ઇંદ્ર ચંદ્ર વ્યભિચારથી, અપયશ પામ્યા આજ
તો માનવિ કયમ નવખુએ, લાખ ટકાની લાજ
લાખ ટકાની લાજ, ખરે મૂરખતો ખોયે
ઉપકારી બો તોય, ચઢે ના મદદે કોયે
કહે સત્ય નિલકંઠ, ગ્રહસ્થાશ્રમ તો બગડે
પરનારીની પ્રીત, ઇંદ્ર સરીખાને રગડે. ૫

## મનહર છંદ.

જુવાની તરંગ માંહી, વસે જ્યારે વ્યભિચાર
તેહ વખતનાં કૃત્ય, કુડાં કુડાં ઊધરે
માણસના જનમનું સાચુ કૃત્ય ભુલી જાય
મમતા વધારી અનીતીને જન આચરે
સ્રીઓના વિલાસ દેખી, મન છુંટુ મુકી દેતા
શંખિણીને વીનવીને આશીષાળથી ફરે
મર્દામી તેનેજ નામે સુક્રત કરીજ લીધું
લોક આગળનો વાત શીયળની ઉચરે. ૧
શીયળનો ભંગ કરૈ, સત્યનીતી મારી નાખે;
દુખે કરે હાય હાય, ફરીને ભુલી જતા;

ખરી દેખી ખર ભુંકે, લાતોતો અપાર ખાય,
એની તોલે લાવે તોયે, એનો એજ રસતો;
એવી તું સમ્મતી આપે, અશક્ય કરે ન જાર,
તું તો ટકે ત્રણથેર, જારીમાંહી સસતો;
વ્યભીચાર થાય તેથી, નપુશકપણું રૂડું;
શાસ્ત્રતો કહેછે, બહેરા તું ન કાન ધરતો. ૨
ધીક્કાર ધીક્કાર પામે, અનીતીતણે ઊધામે;
તોય મીથ્યાભીમાને, મુરખ મન રીઝતો;
શીખદેવા સ્નેહી આવે, અભાવે અજ્ઞાન
ગણી, ગર્વથી ગાજીને, ખરૂં કહે તેને ખીજતો;
પાપ પુણ્ય નથી નથી, સ્વર્ગ નર્ક લહી;
શાસ્ત્ર કહી વાંચી સાંભળીને કદી નથી ભીંજતો;
નીશ્ચય કરેછે આમ, સદા નીભ્યાં જશે પણ;
જાણતો નથી જે, ચારમાસ ગાજવીજતો. ૩

પદ.

ચાલ વ્હેલી એલમેલી પ્યારી રાધે. એ દેશી.
સજનજુઓ સહૂ, જ્ઞાનથી વિચારી;
જુઓ ચતુર્વેદને શોધી, પુછો ગુરૂજ્ઞાની સુબોધી;
સહુમાં કહિજ વીરોધી, નક્કી પરનારી નારી;
સજન જુઓ સહુ જ્ઞાનથી વિચારી. ટેક.
પુરો પાપી દેખી પરનારીને મોહે;

નજર ભરી સ્તન અધર ગાલ જોયે,
કરી કુતર્કો મનમાંહ ખુસી હોયે;
દુર્જન ડાંડીઆ લોકો, મદથી માતા, તેને રહાતા મોઢે
વાતા, ખતા ખાતા, નર્કે જાતા, તોય લોભાતા,
દુખનું દાતા, તેને ગાતા, સદગુણ મારી મારી;
સજન જુઓ સજન સહુ. ૧
છે પરનારી સર્વ સૂખનો સંહાર;
ડાકણ શાકણ કહે લોક તે તે ધાર,
મુર્ખ માનવીને મારે મહા માર;
ગણી તેને નર્કની કુંડી, જાણે ભુંડી, જેવી સૂડી, કા
મની કુડી, બતાવી ચુડી, વળગે ઉડી, ખાઇએ ઊંડી,
નાખે હુંડી દિસેજ નઠારી નઠારી, ઠારી, સજન જુઓ
સહુ ગ્નાનથી વિચારી. ૨
બ્રહ્મ ભજન રંગ મહી ભંગ પાડે,
શીવે જાગી સુતા સીંહ તે જગાડે,
સર્વે ગ્નાન ધ્યાન જાનને બગાડે.
નાખી કુડી મોહા પાસ, આપે ત્રાસ, સુખાવાસથી
નીરાશ, જાગી ઋાશ, કરે ખાશ, બ્રહ્મભાસનોજ નાશ,
જિવ ઉદાસ, ખાય માંસ, મારે ફાંસ રહે શો હારી
હારી, સજન જુઓ. ૩
માનો મારૂંતો નવ કરશો એહ કામ

જાતાં રે'શે એમાં હામ દામ ઠામ
રાજા રંક સુધી મુકે સર્વ મામ.
નિલકંઠ કે છે, તજિ નાદાની, આ સેતાની, છરી
છાની, મોત નીશાની, કીર્તી ન્હાની, એક ટકાની,
લ્યો તે માની પુરી હાની, જરૂર જાણી, છોડ તુંજા
રી જારી જારી, સજન જુઆ સહુ. ૪

## વ્યભિચારિણી સ્ત્રી વિષે.

મનહર છંદ.

વસ્ત્રને વિકાશી અંગ રંગથી જમાવી,
ઢંગવીના અડબંગ ચાલે નખરાં બતાવતી;
પુરૂષને દેખી નેન નીચાં ઢાળી સ્તન આદી,
જોઇ જાણે મુજ રૂપ ગમ્યુજ હશે અતી;
કંટક ભાગ્યો કે ઠેશ વાગી એમ મીષ કરી,
વળી [1]દાંતને બતાવે દીલમાંહ્ય રાચતી;
અનેક ચરીત્ર કરે, રમે વ્યભીચાર માંહીં.
કહે નીલકંઠ, કરે કુળની ભુડી ગતી. ૧

**ચીત્રબંધ દોહરો.**

નાર જાર નર જેર કર, સાર સાર હરનાર;
શુરવીર કરનાર ખર, માર પૂર ઊર શાર. ૨

---

૧ દાંતમાં રેખા જડેલી હોય તે.

## एकाक्षरी गोमुत्र बंध

### दोहरो

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ना | जा | न | जे | क | ता | सा | ह | ना |
| र | र | र | र | र | र | र | र | र |
| ढ | वी | क | ना | ख | मा | पू | ड | ग्रा |

चक्र बंध बीजी रीते.



( २५ ) क.

## चक्रबंध दोहरो.



# कुसंग तजवा विषे.

## ૫૬ રાગ બીહાગ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પતરાખ. એ દેશી.
કદી કરો ન કુસંગ, પ્રિયજનો કદી કરો ન કુસંગ;
કષ્ટનું મુળતો કુસંગ કહિયે, શુમતી કરેજ અપંગ. પ્રીય. ૧
કુસંગથી છે નાશ કીરતીનો, નામ ઠરે અડબંગ;
સારાં કામોમાં ચીત ન ચુંચે, પ્રસર્યે તે દુષ્ઠ પ્રસંગ. પ્રીય. ૨
મુરખ સંગે મુરખ બનશે, સારો સારાને સંગ;
ડાહ્યાની સંગે દીલ વીવેકી, ગુણહીણે ગતિ ભંગ પ્રીય. ૩.
પથ્થર સંગે પથ્થર ભાસે, નવસેનું કદી નંગ;
કીચ મહી કીચ રૂપ ગણાયે, નિર્મળ જળ જે ગંગ. પ્રીય. ૪
મૂર્ખ માંકણના મેળાપથી જુઓ, ખુબ પીટાય પલંગ;
સોબત ગુણથી દુખ સહેછે, મહા ઉન્મત્ત મતંગ. પ્રીય. ૫.
પુર્ણ પ્રકાશથી શોહે ગગનમાં, સુ રીતથી સારંગ;
ઝાંખો થઇ જશ ઓય જગતમાં, દુષ્ટ રાહુને સંગ. પ્રીય. ૬
જુઓ જગતમાં સુજન સંગે, બોલે સુબોલ વિહંગ;
તેહ કુજનથી કહે કુવચનો, અતીશ ભેદક અંગ. પ્રીય. ૭
સ્વછ કનકને કોણ પીછાને, ચઢાવીચે જો બંગ;
કાજળ કુટીમા સાવધ રૈતાં, ચોટેજ કાળો રંગ. પ્રયી . ૮
ચંદન વૃક્ષે વાસે વિટાયે, પુર વિષવાન પનંગ;
આસ ન તેની કોજન સેશે, ભંગ થશેજ ઉમંગ. પ્રીય ૯

એમજ દુષ્ટની ઓળે રૈહેતાં, વાગે અપ્રીરતી મૃદંગ;
વધુ કેતાં નહી પાર પમાયે, દુષ્ટ કુસંગના ઢંગ. પ્રીય. ૧૦
થોડાથી સમજો, દુષ્ટ સંગ તજો, સમાવી કુમદ તરંગ;
સત્ય સંગે રહી સુક્રત કરજો, એથી વધે ઉછરંગ. પ્રીય. ૧૧

---

# दुष्ट विषे.

## ૫૬.

દુષ્ટ જનોની બુદ્ધી, જોજો દુષ્ટ જનોની બુદ્ધી ટેક.
મન સૂધારે માને નહીને, હુંપદમાં હરખાયે;
શુભ અશુભ નિજ કૃત્ય લહિ સત્યજ; રહે દ્વેશથી ક્રૂધી. જો. ૧
ફિટ ફિટ સઘળે થાય તથિ તે, અફસોસે અકળાયે;
લોક મારથી કાયર થૈને, દિનને પીડે રૂંધી જો. ૨
સત્યવાદ કો કહેજ ત્યારે, સ્હામોવાદ ઊઠાવે;
ખરી ખોટી નિજવાત કરિ ખરી, અક્કલ આપે ઊંધી. જો. ૩
દીન લોક દમી દામ રળેને, લાલચમાં ખડ ખાયે;
જાણેં નહી સુર અસ્તની છાયા, રહે મોટિ ઘડિ સૂધી, જો. ૪
વિષ વાણી મુખમાં વ્યાપેલી, જ્વાળા સોને બાળે;
સ્વારથ સારૂ નીતી અનીતી, તેની હોય ન શુદ્ધિ. જો. ૫
પ્રપંચ તરકટ અઘ અતિ આદરિ, જાણે સો શીર મોટા;

## धनवाने ईश्वरने भजवा विषे.

## अष्टदल कमल बंध.

### सवैआ



પેલ મોહ દાખવી પ્રભુ પછી કરિદે ડોકી ખુંધિ. જો. ૬
મીથ્યા અભિમાને મદમાતો, રહે રોષમાં રોજે;
જન્મ ધર્યાનો હેતુ શો છે, તેની ચિત અશુધ્ધિ. જો. ૭
સારાં ક્રત કરતાં લજવાયે, કુડ પ્રપંચમાં રાજી;
નીલકંઠ કે સુણજો સર્વે વાત, કુડની સૂધિ. જો. ૮



## धनवाने इश्वरने भजवा वीषे.

## अष्टदल कमलबंध

### સવૈયો.

ધરિને ચિત ધ્યાન ભજો હરિને. હરિને અધ્ર રૂપિ વિષી હરિને
હરિને વશ મચ્છ રહે ઠરિને, ઠરિને ત્યમ સ્થાર ચિતે કરિને
કરિને કરિ સાક્ષ હણી અરિને (તેમ) અરિને પટકે પ્રભુવી ફરિને
ફરિને નિલકંઠ કહે જરિને, જરિ નેનથી જો શઠ સૂધરિને.

# सदगुणोनुं सुख.

## અંતર્લાપિકા.

### દોહરા.

નીત્ય ભજે ભગવાનને, સતને શરણે ચીત;
લલચાવી વળિ અન્યને, બંધાવે પ્રભુ પ્રીત.
કરે કશું કૂ કર્મ ને, બકે ન બોલજ વ્યર્થ;
ડરિ સ્વ ઠરાવે અન્યને, સમજીનેજ સમર્થ.
કરિ અનુંભવ કહુ તૂજને, એ ગુણથી ઊર સુખ;
વિખ્યાતી બહુ વિશ્વમાં, છતાં ન દેખે દુઃખ. ૩

---

# मुरख मनने उपदेश.

### પદ, રાગ સારંગ.

સમજરે સમજરે સમજરે,
મન મુરખ ચિતમાં સમજરે. ટેક.
વાર હજાર હું વારૂં કુકર્મે,
પાપમાં તોય તું કયમસરે. મન મુરખ૦ ૧
ખત્તા તું ખાયે પાપે પિલાયે,
કેમ થયો મદ અંધરે. મન મુરખ૦ ૨
કંઠી બાંધીને પ્રભુને ઠગે તું,
ભકત કહાય બહૂજરે. મન મુરખ૦ ૩

ખાડય તું મ્હોટી અંદર રાખે,
ઊપર વેલ સુ પાથરે. મન મુરખ૦ ૪
જનૂની લજાવી તેં પાપમાં વ્હેતાં;
શાના તું ગર્વ કૂડા ધરે. મન મુરખ૦ ૫
સ્ત્રીનો ગુલામ તું થર થર કંપે;
એજ પ્રભૂ કેરી બીકરે. મન મુરખ૦ ૬
ખાધું નહીં નહીં ખરરયું સુકામે;
ચોરેલા દ્રવ્યથી ચિત ડરે. મન મુરખ૦ ૭
સ્વાર્થ પરપંચ સાચો તેં જાણ્યો;
ધર્મ નિતીના વીમુખ ફરે. મન મુરખ૦ ૮
બોપાંનું કૃત અંધકારે ચલાવતો;
પણ પ્રભુ સન્મુખ શું કરે. મન મુરખ૦ ૯
છોડ વૃથા મમતા તું પ્રપંચે;
હિત માટ નિલકંઠ કરગરે. મન મુરખ૦ ૧૦

### પદ ૨જું.

જે જન આવે શંકર પાસ. એ દેશી૦

મન તું તજી દે ખોટા ખેલ, મુરખા કાં રાખે છે મેલ. ટેક.
ખોટાં કામો આચરવાને, તનનું કાઢે તેલ;
સુખી થવાનું એથી સમજી, કેમ રૂવે દુખ વેળ. મન૦ ૧
અધિક ઉપમા તને શું આપું રે ઘાણીના બેલ;
આંખે અંધારી બંધાઇ, વળી થાય છે છેલ. મન૦ ૨

અધીકાર પર રહિને જાણે, સૌને મસળું સેલ;
પથ્થર પરની ઘાસ અરે તું જીવતો મુઓ દમેલ. મન. ૩
દ્રવ્ય તણો મદધારી ધાગી કરતો કોટી ફેલ;
તું જાણે હું છુંજ હરાયો, પણ ભોગવતો જેલ મન. ૪
જોબન મદ અનહદ ફ્રત કરતો, ભણે સ્ત્રિયોમાં ટેલ;
મહા રોગથી અતી રિબાતાં, લેશે કાળની રેલ. મન. ૫
વીદ્યાનો મદ મુર્ખ છેતરી, બકવા કરે અલેલ;
કિરતી ચાહે તેમ કરીને, લજવે વીદ્યા વેલ મન. ૬
ગમે તેમ કર પ્રપંચમાંતો, અલ્પ મોહછે પ્હેલ;
હાર્યા જુગારીને બમણું રમાડે, એ પ્રપંચનો મેળ. મન. ૭
નિલકંઠ હૃદયે જો તું વિચારી, કરન જનમ શુભ એળ;
ભકતી નીતીનું અખંડ સુખલે, કર્ય પ્રભુ શરણે ગેલ. મન. ૮

---

# एक देशीराजमां गरीब खेडुतोना पोकार.

વિબુધવંદિતા છંદ અથવા લલિત છંદ.

અરર ઓ પ્રભુ; આવ્ય વ્હારરે,
સહન ને થતા, જુલમ મારરે;
અતિ રિબાયલાંને, ઉગારરે;
કુ અધિકારને, તું વિદારરે. ૧
અમ શિરે નથી, કોયરે ધણી,

નવ નવા દિસે, આવતા રણી;
સરસ શાંતિદા, રાજ્ય [1]આ થયું,
ભય નૃપો પ્રજાનું સહૂ ગયું. ૨
ગયું લઈગયું, સાચું શૂર તે,
વણ ભયે સહૂ, હીણ નૂર તે;
મમત રૂઢિઓને નૃપો ચહે.
ગરવ કૂળ જૂઠા તણો રહે. ૩
પદ સુધારવા, શક્તિ તો નહીં,
કરિજ જારિણી નીજની મહી;
દુરજનો થકી, દુર્ગુણે વહે,
વ્યસન કેફથી રાજ્ય જ્યાં રહે. ૪
વણ મતી તણાં, માણસો ઘણાં,
ભભક જુઠથી દુષ્ટ તે બન્યા
પગવિષે મણી, કાચ શીર છે,
નૃપતિ પાસ ત્યાં નેજ નીરછે; ૫
જન પ્રદેશિઓ[2], અત્ર આવીયા,
હિણ [3]પ્રપંચમાં નાહિ ફાવિયા;
કૃષિક કર્મના, જે ઉતેજકો[4],
અહિ નથી વસ્યા. તેથિછે ધકો. ૬
કુડ પ્રપંચિઓ, અધ્ બળ્યા ખરા,

---

૧ અંગ્રેજી. ૨ અંગ્રેજી અમલદારો.
૩ દેશી અમલદારોના. ૪ કેળવાયલા દેશી.

મમતમાં મરે, પાપથી પુર;
અદલ ન્યાયના, આસને ચઢે,
મદ થકીચઢે, ને પછી પડે, ૭
હુકમ જુજવા, વંચતા ખરે,
જહિ તલાટીયો, થાણદારરે;
દસ ધણી અમારા દિસેંજરે;
અમથકી બને ક્રૂર એજરે. ૮
બહુ ધુના બને એમ તે, ખુશી.
ઉપરી સુધીમાં ભાગિયા વશી. ૯
કુછિત ન્યાયને, તો શિકારરે;
સમજી પારધી ક્રત્ય ધારરે;
અધનિને ધની, સત્યને બુરા,
જન સહુ ધ્રૂજે, જુલમથી પુરા. ૧૦
સરસ ન્યાય તો, લાંચનોજરે,
કુડ પ્રપંચ તો, દારનોજરે;
સરવ જાણતા, સાચિ મોહની,
તરત લાંચ એ, શુભ સોહિની. ૧૧
અધરમી જનો, કૈક ઉપડે;
મમતમાંજરે, લાંચથી લડે,
સહુ સહુ મહીં, દ્વેશ જ્યાં વહે;
અમ ગરીબની, શું ગતી રહે. ૧૨

સરવ કાયદા, ઉંધતા તહીં.
સરવ કાયદા, ભોગવે અહીં;
અમ તણા ઈજારા કુ થાયરે,
દુખ ન વર્ણવ્યું, એહ જાયરે;
જપતિયો તણા હુકમ હાથમાં,
જુલમને ધરે, એતિ સાથમાં. ૧૩
અન અમે સહૂ, અલ્પ વાવિયે,
કરજ કાઢિને તો પથ લિયે;
ખરચ જેટલું ઊપજાવિયે,
દુખજ વેઠિને, હક આપિયે. ૧૪
નરૂ ઊપેર તો, ના મળે વસૂ,
શરિર તોડતાં પામિયે કસ;
નથુ અમે કહાંથીજ લાવિયે,
નહિજ સાધનો, ક્યાંયે વાવિયે. ૧૫
હક બહૂ બહૂ, નીત્ય પેસતા,
અરિજ વેઠને ખૂબ તાણતા;
કદિજ પાક જો ધાનનો થયો,
મનીશ વેઠમાં, હુકમથી ગયો. ૧૬
નિરબળા અમે, દુઃખિ વેઠમાં,
ગરમ આગથી, જુલ્મ જેઠમાં;
ધરતિતો તપે રેત છેંડી, ઊ

બળદની ગતી, તો બને જુંડી. ૧૭
અતિશ ભાર જે જુલ્મથી ભર્યો,
લઘુજ ગાડલે, ભાગતાં ડર્યો;
શકટ ભાગતાં, બેલ તો મરે,
ન નુકશાન તેનું કદી મળે;
બગડિ ખેતિને બેલ તો ગયો,
કુ અધિકાર તે, ખુશિરે થયો. ૧૮
કરજ કાઢવું, નાણું ત્યાંયરે;
વણિક લોક તે, લુટતાજરે,
દઈજિ લાંચને, હુકમદારથી;
જપતિયો કરે હીણ મારથી. ૧૯
નથિજ જાણતા, કાયદો અમે,
નથિજ જાણતા, કાયદો અમે;
અભણ દીન તો, રે! અમ છિયે;
કુ અધિકારથી ત્રાસ પામીયે. ૨૦
મુસલમાનિને, કૂ મરેઠિ તો,
અનિતિ ગૈ છતાં, છેય જુલ્મતો;
અમ જનંમતો, દુષ્ટ માઠરે,
કદિ નહીં સુતા, સૂખ ખાટરે. ૨૧
સુઘડ એકુતો, છે વિલાયતી,
અમતણી ભુંડી, કેમરે ગતી;

સરસ ન્યાયતા, દુષ્ટ પાસરે,
સુધરવા તણી, શાંતિ આશરે. ૨૨
ગરિબ કાજ કો, કાયદો નથી,
ધરમ રાજ્યમાં, ફાયદો નથી;
વળિ હશે કદી, તે સમર્થને,
વગજ વાવરે, જેહ ગર્થને. ૨૩
કુણ વિલાયતે, પોક આ કહે,
શું સરકાર, આંજાણિ ના રહે;
ક્યમ ન રાજ્યનાં, દ્રવ્ય જાયરે,
અચળ ન્યાય શૂં, ના તણાયરે. ૨૪
અરજિઓ કિધે, ફૂલિ ઠેરિયે,
ઉમર લાટને, તો ગુમાવિયે;
સરવ ચોર ત્યાં, કોણરે પુછે,
ગરિબ બેકુનાં, આસુઓ લુંછે. ૨૫
નહિ દુઓ અમારાં, ગણાયરે,
નહિ મટી કશી, હાય લ્હાયરે;
અમથિના વધૂ, ઊચરાયરે,
સરસ શોખતા, નાજ થાયરે. ૨૬
રઝળિયે છિયે, બો અમે દુખી,
નથિ દયાળુ કો, કે કરે સુખી;
પછિથિ હારિને, પોક મુકિયે,

તુજ કૃપાદિના, નાથ જાચિયે. ૨૭
જગતનો દિસે, રક્ષપાળ તું,
ત્યમ છતાં બને, નૈં કૃપાળ તું;
અલપ જીવ તે, અર્જ ક્યાં કરે,
ધરમ નીતિની, ગર્જ ક્યાં સરે. ૨૮
દિન દયાળ તું, દીપતો રૂડો,
ઝટ વિદાર આ, જુલ્મ જે ભુંડો;
નરમ દારિ તું, મૂકતો જહી,
વધુ કુરા થતા, દુર્જનો નહીં. ૨૯
દિનનિ દાઝને, જાણનાર તું,
લહિજ જાચિયે, સૂખ સૂખડું;
દુરજનો હણી, આપ તેહરે,
ધરમ નીતિનો, દેજ મેહરે. ૩૧

## ગીતીવૃત્ત.

કેળવણી દે અમને, દુ:ખ અમારાં કરોજ દુર કોઈ;
તો ધન ઝાઝૂં પકવી, અમે આપિયે દિયે નહીં રોઇ. ૩૧
ભૂપો ભરનીદ્રામાં, રૂઢિ બંધનમાં પ્રજા સહિત સર્વ;
કૃષિક રૂધિરને પીવા, સાચા શુર થૈ ભરાયરે ગર્વ. ૩૨
જયાં સૂધી અંધારે, તમે ચલવશો, અનીતિ મુખ ફાડી;
કુરીત નાહિ નસાડી, ત્યાં સુધિ છૈયે અમ તમે લાડી.૩૩

# મદાંધી મનને શીક્ષા, જાલીબંધ.

## મદિરા છંદ.

રે! મન તું રિધ દેખિ ચળીશ ન, ક્રૂર થઈ દિન ના દમરે,
રે મદના નદિ પૂર સમાન, કુતર્ક કરે મતમાં તમરે;
રે મતમાં તમ વાસ વશી, દિલ દે અતિ દાગજ તે દમરે;
રે મદ તેજ ગણી વિષ મીષ્ટ, સુધર્મ દયા ધરિ તું નમરે;

---

# શિયલ વિષે.

## પદ રાગ કલ્યાણ.

સૂ શીળપર ખૂશી થાઉં, હું મનમાંય, હું મન;
હું મનમાંય, સુ શીળ પર ખૂશી થાઉં, હું મન. ટેક.
સત્ય નીતી તો તેમાં રહી છે,
દેખ્યું ન દુઃખ કદાય, સુ શીળ. ૧
જ્યાં જન જાયે ત્યાં સુખિ થાયે;
એજ એનો મહીમાય. સુ શીળ. ૨
આ દુનીઆમાં તે નર જીત્યો;
જે શીળમાંજ સુહાય. સુ શીળ. ૩
નિલકંઠ કે ભવ દરિયે બુડંતાં;
આશ્રીતની ગ્રહે બાંય. સુ શીળ. ૪

---

# द्वीरूप गतागत.

## દોહરો.

( એટલે એક પાદને અવળું વાચતા મહીથી બી
જું પાદ નીકળે તથા ત્રીજું અવળું વાંચતા ચોથું પાદ
નીકળે તે. )

ભલો કદી રા' જન લે, લે ન જરાદિક લોભ;
ભક્ષો તે જે મન લે, લે ન મજે તે ક્ષોભ. ૧

અર્થ

ભલો રા' (રાહ) એટલે સારો ધારો જે માણસ હો
ય તેજ લેછે. એટલે ધારણ કરેછે અર્થાત પશુ (એવો
માણસ) સારા ધારાને ગ્રહણ કરતો નથી અને માણસ
જે છે તે જર આદીકના લોભને ધારણ કરતો નથી. એના
થી એનું મન તેજથી ( વિદ્યાદિકના ) ભક્ષ લેછે. અને
એની મજેથી તે કદી ક્ષોભ પામતો નથી.

---

# कुळवानो विषे.

## પદ.

ધીક તમારાં કૂળો, દુર્જન ધીક તમારાં કૂળો;
મુકો લાગતો પૂળો, દુર્જન ધીક તમારાં કૂળો. ટેક.
એક ટકાના થઈ રહ્યાછો, ભીખારી વણ વીલા;
ગ્રહસ્થાશ્રમમાં નથી તમેરે, ધર્મ તમારો ભૂલો. દુર્જન. ૧

ખૂશામતો કરીને ગ્રાઝી, દ્રવ્ય મેળવો કાંઈ;
ઓછું કુળ સમજાવા તેને, ધુળમાં નાખી ફૂલો. દ૦ ૨
પુત્રોના વેપારથી દુઃખી, ચીંથરા જેવી જાતે;
દોરી બળે પણ મુકે ન આંબળ, એ તમ રિતમાં થળો. દ૦ ૩
કુળાભિમાન ધરીને મનમાં, રોફ મારતા ગ્રાઝો;
પણ ઘરમાંતો ત્રીજે દીવશ, રાંધે સળગે ચૂલો. દ૦ ૪
અરે અરે દિકરીયોનાં દુખ, વહુઓનાં દુખ ભારી;
બળયાં તમારાં ગોત્ર પર્વરો, નામથકી શું ફૂલો. દ૦ ૫
તત્વ તમારાં બળી ગયાંછે, પ્રપંચ કરતાં પ્રીત્યે;
કોવચનો ભી હૃદય ધરીને, આશા સુંઘવા ફૂલો. દ૦ ૬
અંધારામાં મરો આથડી, દીવો જ્યાં નવ હોયે;
કદી હોય તો ઠારિ નાખવા, તમે ન કદિયે ભૂલો. દ૦ ૭
સ્ત્રી જાતીને પાંણા જાણો, તમેરહ્યા મણી થૈને;
પણ મણિ કયાથી પેંદા થૈછે, જુઓને રસ્તો ખુલ્લો. દ૦ ૮
કુમળી દીકરીઓના શ્રાપો, મતી તમારી બાળે;
મનમાં સમજી ટકટક દેખી, નીર્બળ સરખા ઝૂલો. દ૦ ૯
તમે પાંણ કે સ્ત્રિયો પાણ, એ વિચારજો હૈડામાં;
સત્ય જહોતો આમ સુધારા, તણું હાથ પાનુંલ્યો. દ૦ ૧૦

---

## દિકરીયોનું કેહેવું.

### લાવણી.

અરે પિતાભાઇયો અમારા, શુદ્ધી કયાં ગંઇ આપતણી ;

થળીનાં ૯૨ સાલ અમોને, નીર્બળતાથી કેમ ગણી;
તમે કૂળને કેમ જુઓછો, એમાં શું સારૂં દીઠું;
હાથેકરી વિષ ગ્રહણ કરોછો, છોડીને અમૃત મીઠું. ૧
મીથ્યાઅભિમાની કુળવાનો, તમને જુતિયો મારેછે;
સત્ય ધર્મને ન્યાય નીતિતો, તેઓ આગળ હારેછે;
જેમ તમારો દેહ તમોને, એમ અમોને લાગેછે;
જેમ ઇંદ્રીઓ તમને સુખદે, એમ અમોથી માગેછે. ૨
પથ્થરગણી કાદવમાં નાંખો, જાત અમારી બગડેરે;
તેના છાંટા તમને ઊડે, અંતરમાં ખુબ રગડેરે;
વિવા વેર ને પ્રીતી રૂડી, બરાબરીથી કરીયેરે;
જન મનને સત સુખ ભાવે જયમ, એ રીતી આદરીએરે. ૩
જાણોછો એવુંજ તમેપણ, બકરી થઈને બેઠારે;
જડસા કુળવાનોની ધાકે, કારાગ્રહમાં પેઠારે;
તમે વહુઓ દામ ખરચીને, ભીલડી જેવી લાવોછો;
ગ્રહસ્થાશ્રમમાં થાયે ગડબડ, તેમાં અમને તાવોછો;
અમે ઘરેણાં નૈંજ ચાહીયે, નૈંજ ચાહીયે નાણાંરે. ૪
પણ જ્યાં સૂખીથઈએ એવાં, બોળોને ઠેકાણાંરે;
અથવા હક્ક અમારા અમને, આપોતો પણ મેરબાની;
મનગમતા વર વરી રહીયે, પડે ન જીંદગીમાં હાની. ૫
કુળવાનોની દીકરીયોતો, તમ ઘેર ના આવેરે;
[illegible]ને પણ ચઢતા કુલીનો, નીતનીત રીબાવેરે;

એરીતે દીકરીયો દુઃખની, નદી વહેછે ભારીરે;
અરે દુષ્ટ ચંડાળો તમથી, એમજ સઘળી હારીરે. ૬
સાચી વીદ્યા સહ સદ પૈસો, સતનિતિયે જ્યાં માન મળે;
અંન્યોઅન્યે સર્વે સૂખી, સંપવધે કૂસંપ ટળે;
કુલીન કેવું કેને તેનાં, શાસ્ત્ર સહુ વિચારોરે;
હાડમાંહિ નહિ લોહી માંસ પણ, હુંહુંમાં પોકારોરે. ૭
કુડા કેર કરનારા જેઓ, ન્યાત પટેલો કહાવેરે;
એજ અમારા કરતા સદા, ડાહ્યામાંહિ સુહાવેરે;
એજ તમારી અંધાધુંધી, સત્ય જુઠ નથી જોતારે;
જુઓછો તો ખુણા પાછળ, બકરી થઇને રોતારે. ૮
બાહાર સીંહ સરીખા દીસો, ઘરમાં સ્ત્રીના ગોલારે;
જંગલિ સત્તા આપી તેને, થઇ રહ્યા છો ભોળારે;
હાહા આથી અનરથ કુડો, સ્ત્રીઓને રીબાવેરે;
કળી મહાતમ જાણી સર્વે, ટકટક ઘાસજ ખાવેરે. ૯
કરજોડીને કહુછું, કોઇ કેદી બંધ છોડાવોરે;
બીગાડેલી નારીજાતીને, માણસાઇમાં લાવોરે;
જ્યાં સૂધી એ જોયા કરશો, ખાસોતોજ બગાસાંરે;
શુરવિર થૈને ખડા થશો તો, તોડી દેશો તાળાંરે. ૧૦

---

# સ્ત્રીઓને કેળવણી આપવા વીશે.

## ગરબી.

અંબા જોયાની છે આડીરે, નીરખું મારી માડી.
એ દેશી.

થોથાને સુખની બારીરે, દેશી જુઓ વિચારી. ટેક.
કેળવણીતણી કાંકરા જ્હોર્યા,
અજ્ઞાને તમને ચોર્યારે; દેશી જુઓ વિચારી. થો° ૧
સૌ સુખનું મુળ સ્ત્રીતો કહાયે,
મુર્ખીથી શું સુખ થાયેરે; દેશી° થોથો° ૨
કેળવણી ઠામ બૈરાનું શાસ્ત્ર[1],
સોંપીને કીધાં કુપાત્રરે; દેશી° થોથો° ૩
એમાંથી ભારી અનર્થોરે આવે,
દુખજન સર્વેને ચાવેરે: દેશી° થોથો° ૪
વિદ્યા વીનોદ કરે પતીસંગે,
એતો કેળવણીના રંગેરે. દેશી° થોથો° ૫
હઠીલી પ્રપંચી ને કરકશા કુડી,
એતો તમારી કુરૂઢીરે. દેશી° થોથો° ૬
કુરીતો સુધારી ના સુધરવા દીધી,
નર કાયા એ સારૂં કીધીરે! દેશી° થોથો° ૭

---

૧ સ્ત્રીઓને જંગલી છુટ આપે છે તે.

જાણીજોઇ કેમ જૂઠમાં ચાલો,
આદરી અભીમાન ઠાલોરે; દેશી૦ શોધો૦ ૮
ક્યાંસુધી દુઃઠારે!! તમ રેશો,
પ્રભુને શો ઉત્તર દેશોરે. દેશી૦ શોધો૦ ૯
બહુબહુ વીતછે જાગોરે ભાઇ,
નીલકંઠ કે હિત ચાહીરે. દેશી૦ શોધો૦ ૧૦

---

# દેશીયોને વિનંતી.

## ગરબો.

વિનતી કરૂંછું ધરીને વાલ કે, દેશી દીલ ધરોરે લાલ;
શાણો દેશ થયો બેહાલ કે, સત્યતણો મરોરે લાલ;
કીધાં અજ્ઞાને કુડકાજ કે, પત લિધિ દેશનીરે લાલ;
ઇશ્વર કૃપાથી આવી આજકે, સત્તા સુવેષનીરે લાલ. ૧
સર્વે સ્થળછે જયજયકાર કે, કીરણો ચળકતાંરે લાલ;
ઉંઘોછો કયમ થંડા ગારકે, વ્હેમો વળગતારે લાલ;
જ્યાં નથિ સૂધારો શિર તાજકે, ત્યાં તમ દિસે ધણુંરે લાલ;
ઘેરાયું થૈ તેથી ધીટ કે, કાળજ તમતણુંરે લાલ. ૨
ક્યમ નથિ ગમતી કંન્યાશાળ કે, પઢતાં પૂત્રીયોરે લાલ;
સ્ત્રીઓ કેળવણી વણ સાલ કે, રખડે કુત્રીઓરે લાલ;
ક્યમ નથી પુત્ર પઢાવા પ્રીતી કે, આળથી આઠોરે લાલ;
વીદ્યાવણ નવ હોય સુનિતિકે, ગુરૂપમાં ખપોરે લાલ૦ ૩

ચોદે[1] પનરે કરી મા બાપકે, સુત વહુને દમોરે લોલ;
બહુબહુ ચોટે તેથી પાપકે, ભય દુખનો ખમોરે લોલ;
આવે રાજતણું કંઈ કામ કે, રામ જતારહેરે લોલ;
લાંચો આપે કાઢી દામ કે, કરગરીને કહેરે લોલ. ૪
દુષ્ટ અમલદારોના ઘાવ કે, અજ્ઞાને સહોરે લોલ;
દેખા દેખી દૈને દાવ કે, વ્હેમોમાં વહોરે લોલ. ૪
બહુ બહુ દુખ વેઠીને આમ કે, મમતામાં મરોરે લોલ;
તો પણ લાજ ન લાવો નામ કે, કેર કુડા કરોરે લોલ. ૫
જ્યાંલગિ સદ વીદ્યાના સ્વાદ કે, સુતેન ચાખીયારે લોલ;
ત્યાંલગિ સ્થીતી નથી આબાદ કે, મુનીજન ભાખીયારેલોલ;
ઝટપટ ઉઠો, દેશીભાઇ કે, નીલકંઠ કરગરૂંરે લોલ;
ઝડપો વીદ્યા વેલી ધાઈ કે, દુખ થાયે પરૂંરે લોલ. ૬

---

## ઉછરતા વિદ્વાનોને વિનતી.

### ગરબી.

વાત વિચારો વ્હાલા વીદ્યા ભોગીયો,
હેત ધરીને કહુ છું સારા કાજ જો;
બેડી તોડી નાંખો, દુખની ખાતરે,

---

૧ બાળલગ્નથી ચોદ પંદર વરષે છોકરાં થાય છે તેથી અત્યંત નુકશાન વેઠવું પડેછે.

ત્યારે મેં રેવાથી કદિ નારાજજો. વાત૦ ૧
નજર ભરીને રૂઢિયો સૌ શોધી જુઓ;
કેવાં દુખને હાય રહ્યાં તે માંય જો,
સહન કરો શું જુનાં પાપીઓ ધાકથી;
નથી મરવું કે મારવું કોને કાંય જો. વાત૦ ૨
બાળલગનનાં બળતાં વન નજરે પડે;
માંહી સરવે પાડે ચીસે ચીસ જો,
દેખતાં સાંભળતાં દિલગીરી ઉપજે;
વળી બીજા પણ ઠોક પડે છે શીશજો. વાત૦ ૩
શાંત થઈને કુળનાં મુળ શોધી જુઓ;
શોધી જુઓને હાલ ચાલતી રીત જો,
કાપી નાખો કષ્ટ ગરીબ થૈ ના રૂઓ;
જુઓ દીકરીઓ રીબાયે વીપરીત જો. વાત૦ ૪
વિદ્યા મોટી મેળવીને સુધર્યા તમે;
પણ ન સુધાર્યા દેશી ભાત નિદાન જો,
તો તેથી પુરૂષારથ શુંસાચું થયું;
માટે ભાઈ તત્પર થાઓ જવાન જો. વાત૦ ૫
શામદામને ભેદ દંડ કંઈ વાપરો;
વળી ઉપાયો યોજો તમે અનેક જો,
દુખ સહન કરી ઈશ્વરનો ભરૂસો ધરી;
આનંદી થઈ સત્યતણો ધરી ટેક જો૦ વાત૦ ૬

જો જીત્યા તો બંધ દિનોના છુટશે.
હારીશું તો આગળ ઉગશે મુળજો;
સૂકો કાંદો ચોમાશે ફરિ ફાલશે,
પણ ના ઉગે જો હોયે કદિ નીરમુળ જો. વાત૦ ૭
માટે ભ્રાતો ચિતમાં ચેતી આદરો,
પ્રીત સહિત નીત કરવાને શુભ કામજો;
જ્યાં સૂધીછે જુના પાપીઓ નાંમતો,
ત્યાં સૂધીછે દેશ તણું બદનામ જો. વાત૦ ૮
વળી મૂળ તે અનાચારનાં રોપતા,
આગળ ઊપર પીડશે તેહ તમામ જો;
તેથી તમ મેનતતો ખાશેરે ખતા,
માટે અનીતી મુળ છેદો ધરિ હામ જો. વાત૦ ૯
ત્યાગ કરો ઝટ જુના પાપીચોને હવે,
એક થાઓને સર્વ સુધારા સાથી જો;
રૂઢી જુલમથી મૂગા ના ફરશો દુઃખે,
ઘુમો તમે વીધા મદ ઝરતા હાથીજો. વાત૦ ૧૦
વિનવી વિનવીને નીલકંઠ કહે ફરી,
દુખ સહન નથી થતું હવે તો લેશજો;
ધનવીદ્યા અધિકારો લડવા મોકલો,
નિર્બળતા હણિ ચર કરો નિજ દેશ જો. વાત૦ ૧૧

---

# सुधारो धारण करी व्हेमनेदुर करवा
# कपाट बंध दोहरो.

| | | | |
|---|---|---|---|
| ची | त | वृ | त |
| री | त | वा | त |
| सा | री | मा | री |
| ध | रो | ह | रो. |
| जे | थी | ते | थी |
| दु | ख | सु | ख |
| ब | हु | स | हु |
| जा | य | था | य. |

# चारनितिनां चारफळ.

## जाळी बंध. मदिरा छंद.



# चार नीतीनां चार फळ.

## જાળીબંધ મદિરા છંદ.

તોજ તને સુખ સર્વ મળે, બ્રાહ્મરૂપ થઈ અધમાં ન જતો;
તો જનમાં સહુ શ્રેષ્ટ ગણે, નિતિ ધર્મ દયાજ દિલે સજતો;
તો જશ લેઈશ જો પરિપૂરણ, લે પરમારથનો રસતો;
તો સરનો બક સર્વ કહે, વદિ જાહર સત્ય મનેં તજતો. ૧

---

# सुधारो धारण करी, व्हेमने दूर करवा विषे.

## કપાટબંધ દોહરો.

ચીત રીત સારી ધરો, જેથી દુખ બહુ જાય;
તૂત વાત મારી હરો, એથી સુખ સહુ થાય. ૧

---

# सुधारा विषे.

## દોહરો.

પર્વત પર વર્ષા ૠતું, છે આનંદ કલોલ;
મીત્રો બે વીચારતા, વાતજ આની સોળ. ૧

## સોરઠ.

પેહેલો—શુભ દીન આજે આનંદી જણાયે;
નાન ખાણ અહીંજ ખણાયે,
માટે વાત વિચારો કાંઇ
જેથી નીશ્ચય થાયે ભાઈ. ૧
હાલ વખતે સુધારો ચાલે,
જેને સારા જનો માન આલે;
એ શી વસ્તુને ક્યાં થકી આવી,
એનું બનશે શું આગળ ભાવી. ૨
બીજો—વાહ મીત્ર તેં પૂછ્યું બેશ,
એની ચરચા ચલાવો વિશેષ;
સારી રીતનું નામ સુધારો,
એનો અર્થ ખુલ્લો એજ ધારો. ૩
સારી રીતીનું બળતો બહૂ છે;
સારી રીતી આધીન સહૂ છે,
સારી રીતીથી સુર્યને ચંદ્ર,
સારી રીતી તે આસન ઇંદ્ર; ૪
સારી રીતી તે વૈકુંઠપૂરી,
સારી રીતી તો સાચી થરી;
સારી રીતી જહાં ચાલે છે,
સૂખ સર્વ તહાં મ્હાલે છે. ૫

એનું જોર આજે જાગ્યું છે,
અંધારૂં પડી તે ભાગ્યું છે;
આહા! સારી રીતીનો ભરેલ,
ભર્તખંડ ન કોનો દએલ. ૬
કાળ નીયમે સારી રીત ટૂટી,
કોને તમમા જડી નવ બૂટી;
આવ્યા પર્દેશી સત્તાવાન,
સારી રીતીને દેતા માન. ૭
સૂતા સીંહોને ઝટ્ટ જગાડયા,
નીજ જોરના ડંકા વગાડયા;
થયાં યુદ્ધ ઘણાં વળિ ભારિ,
અસંખ્યાત જીવોની ખુવારિ. ૮
અંતે અનિતી હારિને બેઠી,
સારિ રિતે કરિ છે હેઠી;
ભર્તખંડની ભારિ બૂટી,
વીદેશીઓએ દીધિ અખુટી. ૯
જહાં તહાં છે જય જયકાર,
સારિ રિતીમાં સૌ સુખકાર;
પેહેલો—એનો અનુંભવ મેં કરિ લીધો,
તમે યોગ્ય જવાપજ દીધો. ૧૦
કે કહેછે આ કળિયુગ ભારિ,

માટે ચાલે નહીં રિત સારિ;
એમ જોવા ગયે આ કાળે,
અનીતીઓ ચાલે ચોકે ભાલે. ૧૧
દ્રવ્ય અનીતી વણ ન રળાય,
પારધી રૂપે શીકાર ય;થા
અધીકારો તો ન્યાયજ વેચે,
છૂપા રમતા તે પેચ પેચે. ૧૨
દુઃખ વર્ષાદનો તે દરિઓ,
ગોથાં મારે છે કૈક ઉપરિયો;
અધિકારથી નર થાય અંધા,
અધિકાર એ ઘરના ધંધા. ૧૩
જોબનમાંહી કરે નાહીં જાર,
તેતો કહેવાય ના હુંશીઆર;
સ્રીને કેળવણી નહીં આપી,
છૂટ જંગલીથી શર્મ કાપી. ૧૪
વિદ્યા ટીપણા માંજ રહી છે,
જોયા વિના ન ચાલે સહી છે;
ઘણી વીદ્યા બતાવે જેહ,
નાક કાન ઝાલે ઝટ તેહ. ૧૫
એમાં ભરિયા અનેક વિવાદ,
કોને મળતો નથી સત સ્વાદ;

ધન વિદ્યા અને અધીકાર,
જોબન સહીત પુરૂષારથ કાર. ૧૬
એતો અવળારે રસ્તે ચાલે,
તેને સહુ જન ટગ ટગ ભાળે;
સૌને સ્વારથ સરતાં ન કાંઈ,
નીતી અનીતી તે શી ભાઈ. ૧૭
તમે કહોજો કે જય જયકાર,
પણ આતો દીસે અંધકાર;
ભોજો.—કળીયુગ એ અનીતીનું નામ,
જેના દુષ્ટ બને પરીણામ. ૧૮
પુર્વ વીદ્વાનોએ રીત જોઈ,
બળ હીણ દીઠા સહુ કોઈ;
તેથી બાંધ્યું ભવીષ્યજ તેનું,
નહીં મન રહે વશ કેનું. ૧૯
તેથી બહુજ અનીતી ચલાવી.
સ્વાર્થી શાસ્ત્રોએ તેહ વધાવી;
હવે સાચી સત્તા શીર આવી,
સાચી સારી રીતીને સોહાવી. ૨૦
નહી દીઠાનું દેશીએ દીઠું,
તેથી મીથ્યાભીમાન છે મીઠું;
મંત્ર શાસ્ત્રને જોતિષ આદી,

ભાગી ,હૃદયના ચક્ષુને બાદી. ૨૧
જેમ પરભાતનો સુપ્રકાશ,
ઝબકી જાગતાં નીદ્રામાં ભાસ;
આંખ ચોળીને સાવધ થાયે,
જાણો વ્યસનીની રીત સદાયે. ૨૨
એમ સુધારો બાલાર્ક રાજે,
મુર્ખ લોકોના મતને ભાજે;
પત્ર પોકારતાં વર્તમાન,
સારી રીતીને દેતાં માન. ૨૩
ન્યાય કોરટો ખુલી નીદાન;
ન્યાયાધીશો તે રત્ન સમાન.
દેશી ઉછરતા આ કાળે;
કેળવણીથી સારી રીતે ચાલે. ૨૪
નીતી વાતોનાં પુસ્તક થાય,
એથી કળિયૂગ વાત શરાય;
બહુ પુસ્તકાલયતો ખીરાજે,
પ્રીતી સહુની તે ઊપર રાજે. ૨૫
હુન્નર વધવા મંડળીયો મળે છે,
ધર્મ સુધારવા કે મચે છે;
વ્હેમ હણવા કે તત્પર રેછે,
નવા શોધથી જ્ઞાન વધે છે. ૨૬

જાદુગરતો કંઇક આથડે,
મંત્ર શાસ્ત્રિઓ કે લડથડે;
ભુત પ્રેતના ભરમો ભાગ્યા,
સારા સાર તે સૂજવા લાગ્યા;
કેંક એ ન્યાયાધીશો ઉડ્યા,
જેને પાપીએ ઝાઝા ઝૂડ્યા. ૨૭
દંડ છત્રી તણો ઓથા વીના,
છાયા સૂખ મળે ન આધિના;
એમ દુઃખ પ્રજાનું ન્યાયી,
મળે અધિકારનું સુખ ત્યાંહી. ૨૮
હવે ના શુરા ઉછરે છે,
જુના પાપીઓ તેથી મરે છે;
હવે સમય સુ આવ્યો છે પાસે,
કળીયૂ તે નાસાજ જાશે. ૨૯
પેહેલો. હવે ભ્રાંતી મારી સહુ ભાગી,
થાવું સુધારાનાજ સોહાગી;
બનતી મદદો કરવી શુભકામે,
ધન વીદ્યા અધિકાર હામે. ૩૦
એવું નીશ્ચય મુજને થયું,
અંધારૂ તો સમુળગુ ગયૂં;
હવે વાર થઇ ગઇ ઝાઝી,

કાલ કરશું ચરચા તો તાજી. ૩૧

દોહરો.

રચના વીવીધ નીહાળતા, ગયા નગ્ર નિજ ઘેર;
યાચે નીલકંઠ ઇશને, સૌમાં સન્મતિ પ્રેર. ૩૨

---

## दुराग्रह तजवा विषे.

### જાલીબંધ મદિરા છંદ.

માન મળે નહિ ક્રૂરપણે દિનને ડરકાવિ દમે તનમાં,
માનત મેરૂ કરીશ તથાપિ મરિશપવાદ લઈ વનમાં;
માનવ ઇશ કૃપાથિ થયો પશુ કેમ બને અધમાં જનમાં,
માનજ માન તજી અવળાઇ ન મૂરખતા ધરિ લે મનમાં.

---

## अधीकार मद लांचीया अधिकारीयो विशे.

### ઇંદ્રવજ્ર છંદ.

જ્યારે સુ હોદ્દોજન હાથ લેછે;
ત્યારે કુડાં કામ બહૂ કરેછે;
એવું જણાયે બહુ વર્ત્તમાને;
ન્યાયો રૂડાને નહિં કોઈ માને. ૧
વીચારતાં વાતજ એ વિષેની;
ઉદાસિ આવે ઉરમાંહ્ય જેની;

# दुराग्रह तजवा विषे.

अक्षीपंधमरिराछंद.



ન્યાયાસનોથી નર થાય અંધા;
ન્યાયાસનો જાણી કમાણિ ધંધા. ૨
જેજે દિસે હાલજ દેશ હાની;
એ કૂ અધીકાર તણિ નિશાની;
એ કેક મોટીજ કુડા નિશાની;
ચાલે દિતો અંધપુરિ નિશાની. ૩
જ્યારે હતી બ્રાહ્મણ હાથ સત્તા;
સર્વે હતા સંપિજ એક મત્તા;
તે વખ્તની નીતિ નથીજ આજે:
આજે અધીકાર મદાંધ ગાજે. ૪
બૂડીગયાં રાજ્ય બહૂજ મોટાં;
અપાર જનોનાં શીર ભૂમિ લોટ્યાં;
કૂસંપને વ્હેમ દરીદ્રતાઓ;
તેમાં પડયો દેશ સુ પુજ્ય જાયો. ૫
દૂખી થયા તો પણ જ્યાં સત્તા,
દીધી પ્રજાને નહીં બાઈ બત્તા;
શો ધર્મ દીસે અધિકારનો તે,
જાણી ગ્રહે સત્યજ વીરલો તે. ૬
થોડો ઘણો જો અધિકાર પામે,
જૂઠાણનું જૂથ વિરામ પામે;
જેથી સુધારો બહુ થાય ન્યાયે,

તે ન્યાયને દુર્જન વેચી આપે. ૭
લૂટારૂઓથી કે ભાગ રાખે,
કે ડાંડ દલ્લાલથી કૂડ ચાખે;
વર્ષાસનો ઊપરિ કેક લે છે,
હાથો નિચેના જન મોકલે છે. ૮
કે નારિયોથી સત ન્યાય બોળે,
અજ્ઞાનતાથી કંઇ ચીત ચોળે;
કે'વા પ્રજા જાય તહીંજ કોપે,
ન્યાયો તણી લાજ ધણીક લોપે. ૯
એ કૂ અધીકારનિ બીક કેરી;
ચાલે કુહેવત અહી ઘણેરી;
કોઈ કહે હાકમ મીણ કેરો,
તેનાથિ ડરવુંજ હજાર ફેરો. ૧૦
દેવો તણા આગળ દોડી જાવું,
ન્યાયાસનો પાછળ ચોર થાવું;
કહેતાં કઈ હાથ વચેજ પેઠ,
સાચે જુઠે કાઢવિ તેની વેઠ. ૧૧
શીકાર તેને વળિ કે કહેછે,
મૂર્ખો લહે ત્યાંહથિ જે બચે છે;
છે હાલ ખુશામદ રોજગાર,
તાજો, વળી બીક નહિ લગાર. ૧૨

દેએ સહૂ પાપ બહૂજ જાણે,
જૂઠા વદે સોગન સત્ય ટાણે;
એથી હણાયે નિતિ સત્ય માન,
વેઠે સહૂ વ્યર્થ બિકેજ જાન. ૧૪
આ વખ્ત તો સત્યનીતી ન ચાલે,
એવા કુડા મત્ત ઘણાક મ્હાલે;
શૂં હું વધૂ એહ વિશેજ બોલું,
વીચારતાં ત્રાસથિ ચિત્ત ડોલું. ૧૫
સૂધારકોના કે ડોળ ધતાં,
ખૂણા મહીં પાપ ઘણાંક કરતા;
ભકતો બની કંઠિજ કેક બાંધિ,
એ દીનનાં રૂધિર નીત્ય રાંધિ. ૧૬
એવા અધિકાર તણાજ હાલ,
દીસે બુરા ત્રાસ કુદાય હાલ;
નીતીવીના ત્રાસનું દ્રવ્ય જેહ;
રે'છે નકી વર્ષ દશેક તેહ. ૧૭
ઝાઝૂં રહે તો કદિ સોળ વર્ષ,
અંતે કરે નાશ તમામ હર્ષ;
એવું લઓ ભર વિશેજ ભાઇ,
પાળો ખુશીથી વધશે વડાઇ. ૧૮

## દોહરો.

લાંચ ગાંચ આપે અતી, કરાવિને ક્રૂર કામ;
નીચ પેચ કાપે મતી, ઠરાવિ લે ઉર આમ. ૧

### ગોમુત્રીકા બંધ તથા કપાટ બંધ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| लां | आं | आ | अ | क | वि | क्रु | का |
| च | च | पे | ती | रा | ले | र | म |
| नी | पे | का | म | ठ | वि | ऊ | आ |

---

## સુધારકોને શિક્ષા.

### ૫૬ રાગ સોરઠ.

ક્યાંસુધી રેહેશો આમ દબાઈ,
નથા આંખે રજ રાઈ રે ! ક્યાં સુધી૦ ટેક.
કમજોરી ને ગુસ્સો ભારી,
ખોઈબેઠા સ્વતંત્રાઈ,
કૂડી કમાઈથી સુકૃત્ય સમજ્યા;
દેશતો જાય લુટાઈ. ક્યાં સુધિ૦ ૧
વીર તમારાં કૂળ સંભાળો,

હામધરો હરભાઈ;
શાંત થઈને સ્થાતી વીચારો,
તજીને રીત્યો અવળાઈ. ક્યાંસુખિ૦ ૨
સુખ પ્રપંચી સાચાં માનીને,
કેમ જાઓછો ફુલાઈ;
દેશહીત દુખથી શું ડરોછો,
આજે ના તમને ભાઈ. ક્યાંસુખિ૦ ૩
વિદ્યા કળાઓ વધશે વધારે,
ત્યારે સમય સુખદાઇ;
કરગરી કહુંછું દાસ નિલકંઠ હું;
ગરમી રાખો તજી વાઈ. ક્યાંસુખિ૦ ૪

---

## સુધારકોને સુચના.

### ૫૯.

મુજને અંતસમે અળગેલા મુજને મૂકશોમાં (એ દેશી).

સજ્જન ભણ્યાગણ્યા વીદ્વાનો, દેખી શું રહોરે;
વિનતી ઉર ધરો સત માનો, દુખમાં ના વહોરે;
શું જૂઠા ડોળ[1] મહીં તે દીઠું, દેખી શું રહોરે;
નથિનથિ સત્યદેશ અભિમાનો, દેખી શું રહોરે;
સહોછો મુગા ત્રાંત્રાં જાનો, દુખમાં ના વહોરે;

---

1 બુટ, કોટ, સ્ટોકીંગ વીગેરે પેરવામાં.

રહ્યો શું વીદ્યામાં શુભ સ્વાદ, દેખી શું રહોરે;
જાગે જો મહીંથી બકવાદ, દુખમાં ના વહોરે;
થયું શું મૃતિકા સુત જર આજે, દેખી શું રહોરે;
તેથી જો જન્મ નીજનો લાજે, દુખમાં ના વહોરે;
રૂઢિયો દુષ્ટોપાસે ટેડી, દેખી શું વહોરે;
હાહા સુખ સૌ નાખે ફેડી, દુખમાં ના રહોરે;
બહુ દુખ વેઠે છે દિન લોકો, દેખી શું રહોરે;
બહેરા કાન થયા શુણિ પોકો, દુખમાં ના વહોરે;
ખરે શું બકરી થઈને બેઠા, દેખી શું રહોરે;
દુરાગ્રહ કારાગ્રહથી હેઠા, દુખમાં ના વહોરે;
નિકળતા સીંહો[1] ગર્જના કરતાં, દેખી શું રહોરે;
જુઓછો આપની નજરે ફરતા, દુખમાં ના વહોરે;
અજાના વાડામાં ઉછર્યાંછો? દેખી શું રહોરે;
જેથી નીજ રૂપને વીસર્યાછો, દુખમાં ના વહોરો;
પડાઓ દેશ દેશી શીરપાણો, દેખી શું રહોરે;
દીલમાં નીજ સમ તે દુખ જાણો, દુખમાં ના વહોરે;
કરગરિ નીલકંઠ કરજોડે, દેખી શું રહોરે;
શુરકો રૂઢિયો બંધન તોડે, દુખમાં ના વહોરે.

---

૧ અંગ્રેજો.

# પ્રેસ તથા વર્તમાન પત્ર વિશે.

## મરાઠી ચાલની સાખી.

દેશ સુધારાતણાં સાધનો, તેમાં સૌથી રૂડું;
વર્તમાન સહ છાપખાનુંછે, એનું હિત અતિ ઊંડું. ૧
પૂર્વ કાળમાં વીદ્યા ગ્રંથો, કરવા પડતા પાઠે;
પુસ્તકની ઓ કીમ્મત પડતી, લખાય ન વર્ષ આઠે. ૨
કીધી દુર એ મોટી હરકત, હવે પુસ્તકો વ્હેલાં;
છપાયછે મનમાંન્યાં, નેવળી લેવાને બો સ્હેલાં. ૩
વર્તમાન જો પ્રગટ થાયતો, દેશ લાભ બો લેછે;
એકી વખતે સરવે જનને, ખબરો રૂડી દેછે. ૪
અપાય ઊત્તેજન નીતીને, હણાય અનિતી ભારી;
અન્યાયો ખૂણામાં બનતા, જાણે આલમ સારી. ૫
વાંચન લખણ મુશદ્દી શક્તી, શેવનારતો પામે;
દુષ્ટ માણસો ડરતા રેછે, હઠીજાય તે હામે. ૬
વ્હેમ ઢોંગ સૌ નાશીજાયે, ગડગડ નીતી ગાજે;
દેશ વીદેશે સુકિર્તિ માંહી, દેશ પ્રેસથી રાજે. ૭
રાજપ્રજા એવા કામોમાં, જો ઊત્તેજન આપે;
નીલકંઠ કે બધી હરકતો, પ્રેસ દેશની કાપે. ૮

---

# વ્હેમની જડ જોતીષ.

## રસાવળી છંદ.

કાળ નિયમને કાજ ગણીતો તણા ગ્રંથછે;
એમાં નવ સમજાય, એહવા ઘણા પંથછે;
બ્રાહ્મણ વણ અધિકાર, નથી કોને શિખવવાનો;
કેક શીખતા તેહ, ધકા ખાતા સતમાનો. ૧
આકાશે ગ્રહ જેહ, તેહને દેવ ગણ્યાછે;
સુખ દુખ દેતા તેહ, ભાત બ્રાહ્મણો તણાછે;
તેપણ પુરૂં કોય, શિખેલું દીસેનાહી;
ચાલે મત બકવાદ, અલ્પ વીદ્યાની માંહી. ૨
ચક્રીઆંધી પાઘ, ફરંતા દીસે ઝાઝા;
અજ્ઞાની જન માંહ્ય, વે'મ પ્રસરાવે તાજા;
સુખ દુખ સૌનાં એહ, વર્તીને ભવીષ્ય કેતા;
ઘરનું જ્યારે મરે, તહાં શોઈજ રહેતા. ૩
રાજ દ્વારે જાય, નીત નીત નિયમ ધરીને;
દે અનેક ત્યાં વ્હેમ, જંગલીઓ છેતરિને;
એક તિથીને કાજ ઘણામત[1] પડતા જ્યારે;
વ્યર્થ મમતને વ્હેમ, બહુ દુખ દેતા ત્યારે. ૪
મુળ દેશ હીતનું, બિગાડે જોષી લોકો;

---

૧ શીવ મત અને વૈષ્ણવમતમાં આ બાબત ભારે ટંટા થાયછે.

ડાળાંની શી વાત, મુકે જ્યાં સર્વે પોકો;
સાચો વીદ્યા તણો, શોધ કો નથીજ કરતું,
સાચી વીદ્યા તણો બોધ કો નથીજ ધરતું. ૫
ઘણો સંશયી યોગિ થાય એ શાસ્ત્ર કહેછે;
તો પણ ગંડુલોક, વહ્યા એગુંજ વહેછે;
જો કહિયેતો કળી માહાતમ દોષ બતાવે;
નાસ્તીક કેને લડે, કહેનારને દબાવે. ૬
જે દેવોનું એહ, કરેછે પૂજન અર્ચન;
યંત્રો માંહી જુઓ, હાસ્ય કારક લાગે મન;
એક ઇશ વણ કોય, નથી શ્રષ્ટીનો ધારણ;
એક ઈશ વણ કોય, નથી શ્રષ્ટીનું કારણ. ૭
એક ઇશ વણ કોય, નથી સુખ દુખનો દાતા;
એક ઇશ વણ કોઇ, નથી ન્યાયીને ત્રાતા;
શાણા શજ્જન નમ્ર, દેશીઓ કરો વિચારો;
હઠીલાઇ છોડિને, જૂઠ શિર જૂતી મારો. ૮
જોતિષ વિદ્યા શત્ય, શોધથી જો એડાયે;
કુમાર્ગ જતું ધંન, તેહ કામે વપરાયે;
ચમત્કારી ઇંવરી તહાં દેખાયે તાજા,
જેમ જઇને ક્ષેમ થાવ સૌ રૈયત રાજા. ૯

### દોહરા.

રમળ આદિક ગ્રંથથી, પ્રશ્ન પુછે કે લોક;

ધંધો ચાલે જોષિનો, આવે થોકે થોક. ૧૦
કરે શું જોતીષી નરો, પજવે લોક અપાર;
દષ્ટાંતે સમજાવું હું, મન કરજો નીર્ધાર. ૧૧

મનહુર છંદ.

એક ગામડાનો કોળી ભાયાત ઠાકોર ગયો,
જોષી ઘેર મુહુરત પુછવાને વારણે;
જોષીએ જોઇને કહ્યું, શુભ મુરતતો નથી,
એવું સાંભળીને કોળી, કોપ્યો ખીન ધારણે;
તરવાર કાઢી કહે, શીશ હું ઉડાવું તહારૂં,
મારા સારૂ મુરત ન, રાખ્યિું શે કારણે;
જોષી ગભરાણો બોલ્યો, બાઈ રહી ગયું એક,
મૂહુરત લે આ ન મોકલ જમ બારણે. ૧૨

દોહરા.

બ્રાહ્મણ કે નવ શીખીયે, તો બ્રાહ્મણ વટ જાય;
જેનો ખપ બહુ જ્યાં રહે, તે વીદ્યાજ રખાય. ૧૩
રાજાઓ રૈયત સહિત, આવેછે અમઘેર;
બ્રાહ્મણ વટ જાણે સહૂ, દૈયે વ્હેમની લ્હેર. ૧૪
પાંચ શ્લોક પાઠે કરી, ગપ્યાં રૂઢિનાં સ્થાન;
દમામ દૈયે લોકને, એથી એનું માન. ૧૫
સાચા શોધ કરી જતાં, રાજ પ્રજાની પાસ;
જેએ તો હસિ કાઢતાં, વ્યર્થ સહુ પ્રયાસ. ૧૬

ચાલેછે એ રીતથી, જ્યોતિષના હેવાલ;
જાગૃત જન જોવે કદી, ખરો જણાયે ખ્યાલ. ૧૭

---

## चंदनमां सर्पो, अथवा राज्य अंगी प्रपंचीओ.

### રમાવળી છંદ.

રાજ્યનિ ન્હાનમ હોય, હોય જ૫તી એડેલી;
અગર અજાણને મૂર્ખ, રાય કર સત્તા ઘેલી.
એવું જ્યાં અંધેર હોય ત્યાં દુર્જન પાકો;
ખટ પટ કરીને થાય, અધીકારી લે ધાકો. ૧
પ્રધાન આદિક અંગ, રાજ્યના જેહ ગણાયે;
તે ઠામે દુર્જન સત્ય નીતીઓ હણાયે.
નામ સુધારા તણું, સાંભળી થરકી મરતા;
પણ વીદ્યા શું થાય, ખુણામાં ગર્વો ધરતા. ૨
વસ્ત્રથિ સોમે મૂર્ખ, જહાં લગિ ચૂપ રહે તે;
પણ વદવાથી મૂલ ઝટ વિદવાન કરે તે.
તો પણ મારે રોફ, અંધમાં બહેર કુટાપે;
રાજ્ય તણી અપ કીર્તી, તેમને નામ ગણાયે. ૩
રાખે ઝાઝા દૂત, ક્રૂર કરમો કરનારા;
જુજવા રૂપે તેહ, બાતમી મેળવનારા.
એકો રાખી રહે, પરાક્રમ જાણે મોટું;
દે લોકોને દુઃખ ગણે નવ મોટું ખોટું. ૪

રાજા રાજે સંગ, સુધારક સુધારાનો;
મેળવિ લીધા માટે, વળી જો થાયે દાનો.
ફિકર કરે નિજ ઉર, ક્રૂરતાને સંભારે;
આપે નવ પરપંચ તેથિ તેનો ભયભારે. ૫
ઉપરિયોને લાંચ દઈ પૈસામાં લેતા;
ધમકાવે રાજન, વળી ડર આંઓ દેતા.
સત શિખદાયક વિશે, ઘણા વ્હેમાજ ભરાવે;
શિખવિ દુર્ગુણો પૂર, થાય ત્યાં લગી ચલાવે. ૬
કહે કોઈને એમ, તને દીવાન બનાવું;
કહે કોઈને એમ, તને હું દામ રળાવું.
કહે કોઈને એમ, રાયથી પ્રીત કરાવું;
કહે કોઈને એમ, દક્ષ તુજનેજ ઠરાવું. ૭
કરપે મુકાવિ હાથ, સર્વને શાંતી આપે;
રચી પ્રપંચો પૂર, પછી નીતી ઉત્થાપે.
સજ્જન પર કરી દ્વેશ, વેગળા રાજે આસ;
કામાં કરમાં કરે, નીજવશ કરવા રાજા. ૮
મદાંધ ઉપરિ તેહ, સ્થાન રક્ષણ કરનારા;
અનીતિ ચલાવિ અતી, મમત માંહીં મરનારા;
પ્રજા મુરખ કરિ જુલ્મ, થકી પ્રજાવી મૂકે,
ખુલ્લી લાંચો ખાય, ન્યાય વેચીને ચૂકે;
વર્તમાન જો હોય, પોલ ઉઘાડું થાયે;

તેથી તે ભણિયું ચિત્ત નહી, નહી પત્ર છપાયે. ૯
પ્રજા થાય હુંશિઆર, હકો તે સાચા માગે;
તેથી કરિ અજ્ઞાન, સુ વીદ્યાને તો દાગે.
રાજ્ય તણું શું થાય, થાય શું પ્રજા પુકારો;
મારે શું છે કામ, દુષ્ટ એવા વીચારો. ૧૦
જો રાજા રે' સુખ, તેમ વધુ દેર રહીશું;
જો દે કેદ કાંય, પ્રપંચનિ શક્તી ધરીશું.
અંગ્રેજ ટોળા હાથ ગીયે જન દખિલ રહિશુ;
ગમતાં કાર્ય બજાવિ, વહેતા ભેગા વેશું. ૧૧
ભલે મરોને પ્રજા, ભલે બગડે રાજાઓ;
ભલે અ કિર્તિ થાય, ભલે અનીતી મંડાઓ.
પ્રમેશ્વરનો દામ, ગુરૂનો નારી સારી;
સંત ઠામ સંતતી, જાણીતા દૂરાચારી. ૧૨
ઘાસ તણું વન હોય, પડે એકજ અંગારો;
સઘળું સળગી ઊઠે, બાળવું સીધો ચારો;
હજાર ગાડાં જૂઠ, સાલતું હોયે જયાંહી;
સઘળું સળગી ઉઠે, સત્ય જો પ્રસરે સાંહી. ૧૩
પછી મમતને દ્વેશ, વધે ને લડે જોરથી;
બહુ ખટપટ બકવાદ, ભયંકર કરે સોરથી.
લોભિ ઘણા જયાં હોય, ધુર્ત ભેગે કયમ મરશે;
પણ તેમાંથિ કોય તરયું નથિ ને વળિ તરશે. ૧૪

રેરે!! આ અધિકાર, પ્રજા દુખ કેવું કાપે?
રેરે!! આ અધિકાર, ન્યાય તે કેવો આપે?
રેરે!! આ અધિકાર, થકી શું વીઘા વાધે;
રેરે!! આ અધિકાર, સુધારો કેવો સાધે. ૧૫
ઊપરથી અંગ્રેજ, હરે પરપંચી પૂરા;
પ્રજા સૂખ સત ન્યાય, તણા તે કરતા સૂરા;
આવા જ્યાં અધિકાર, ખુણામાં સડયાં કરે છે;
નેક ન્યાય સરકાર, જુઓ ચિત કહાં ધરે છે. ૧૬

દોહરા.

સત્ય સુરજના તેજને, જુઠ વાદળથિ ન ડાઘ;
ગોરા વાદળના બની, ઊપજે ટળે અથાગ. ૧૭
ચમકે અંધારા મહીં, પ્રપંચ રૂપ ખદ્યોત;
સત્યોદયથી લય થતાં, જણાય તોતે તોત. ૧૮
પ્રપંચ તજિદો પ્રીતથી, નિજહિત ચાહે સજજન. ૧૯

ભુજંગી છંદ.

પ્રપંચો થકી બંધનોમાં પડાયે;
પડી બંધને જૂઝમાં પાપિ થાયે;
પ્રપંચો વિના, સદ્ગતિને પમાયે;
નીવૃત્તી સ્વતંત્ર સદાત્માજ સાહે.

ભાષાંતર.

---

# सुधारकोने सुचना.

## પદ.

રહો હવેના લાજે સજ્જન રહો હવે ના લાજે;
લાજે જેમ ન ભાજે સજ્જન રહો હવે ના લાજે. ટેક.
દુર્જનો તણા પ્રપંચ ભયંકર, અળમાં રહી ધૂજાવે;
સાહસ સ્હામા થઈ બચાવ્યા વીનાં નહી રહુ માજે;
સજ્જન રહો હવેના લાજે. રહો. ૧
ક્ષમાબલને રાખો આગળ વીંધાયો ધર મુકો;
હારી રહી મુખથી બકી વાતો, એમ કીધે નવ છાજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૨
નિડર રહો હીંમતથી ઈશ્વર શુભ કામોમાં સાજે;
પુરા કરો મરજીઆ થઈને જય જયકાર અવાજે;
સજ્જન રહો હવેના લાજે. રહો. ૩
વાહ વાહ સત્યમાં જણાયે, દુર્જન જુઠમાં માતા;
અનાચારના મુળ રોપે છે, જ્હેમી ભ્રષ્ટ મીજાજે;
સજ્જન રહો હવે ના લાજે રહો. ૪
આપ સમાન નહીં બળ બીજું, વૃથા વિના જળ ઝાઝું;
પર આશ્રિ સુધારાદીત્યજ, પ્રકાશીત નહી રાજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૫
વ્યર્થ બીક મનમાં રાખીને, ખુણામાં તરફર થાવું;

તે થકી યુદ્ધ મરવું રૂડું સત્ય દેશની દાઝે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૬
રણમાં પડવું જીત આશયા વિના ધવાયે તેને;
શૂભ કર્યે શુભ સોનું થાયે, માટે કરવું આજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૭
રહી બંધને દુખ દેઘને, કટક જોયાં કરીને;
ઘર ખુણિયા થૈ ગપ્પાં હોર્યે, તે જિત ડંકો, વાજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૮
ધિકધિક ધન વીદ્યા અધિકારો, દેશ દુખ ના ભાગ્યું;
પશૂ પક્ષીઓ પણ જૂઓને કરતા મેનત ખાજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૯
કાળા માથા તણું માનવી, સ્વતંત્ર કામ કરે છે;
એ કેવતને ઉર વીચારો, કરો દેર શા કાજે[1].
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૧૦

૧ કેટલાક સુધારકોનું બતાવવું એવું છે કે, કીડીઓના ટોળાઉપર આખો લાકડું મુકીએ તો મરી જાય અને જુદા કરીને વેરીયે તો તેઓ ખાઇ જાય માટે ધીરે ધીરે સુધારો કરવો પણ આ ઠેકાણે વીચાર કરવો જોઇએ કે કીડી રૂપી જે શીખામણ ગ્રહણ કરે એવી વસ્તીમાંતો એમ કરવું સારૂં છે પણ જ્યાં ઉન્મત્ત વીકારોથી ભરેલા ભુંડ જેવા લોક રેતા હોય અને ઘણું નુકશાન કરતા હોય તેમ

દાન સોંપનીતી ભકતી વણુ જન,કુળ લજ્જે માતાની,
તનમન ધનથી સાચા શુર થઇ,કરો કુધારા પ્રાજે;
સજ્જન રહો હવે ના લાજે. રહો. ૧૧

---

# ઇશ્વર પ્રાર્થના.

## વસંતતિલકા છંદ.

વંદુ કૃપાકર પ્રભુ જગમાંય સાચા,
અજ્ઞાન બાળક તણી કર શુભ વાચા;
થોડી મતી મુજ છતાં ધરૂં મોટિ હામ,
ઉરે વશી જગપતી કર પૂર્ણ કામ. ૧
વાલ્મીક હિંસક હુતો નહિ સત્ય ભાન,
દાશી તનુજ વળિ નારદ હીણુ માન;
તેઓ થયા રૂષિ રૂડા સત વીદવાન,
તે તૂજ ભક્તિ રૂડિનું રૂળછે નિદાન. ૨
એવું લહી શરણું હું દિન પ્રાણિ આવ્યો,
સંસાર માહિ શુભ ભક્તિર સજ્જ ભાવ્યો;

---

ને તો શસ્ત્ર વીના હઠાવાયજ નહી. કવી દલપતરામ કહેછેકે,
शठने तो शिक्षा विना, कदी न आवे सान;
कहो पशूने करगरी, तो न तजे तोफान. १
१जननी जण तो हरि भगत, का दाता कां शूर;
नैतो रेजे वांजणी, मां गूमाविश नूर. २

જૂઠા પ્રપંચ મુજને ન ગમેજ કાંઈ,
નીમગનણું ભજનમાં તજિને વડાઈ. ૩
રે દીન નાથ જગતાત સહૂથિ મોટા,
શીરીત વ્યર્થ ગરવો ધરિયેજ સોટા;
અજ્ઞાનિયો છળકરે મનમાં ફુલાય,
દુઃખો લઈ નરકમાં બહુ કાળ જાય. ૪
ધારયું બનેછ સહુ તારૂં જગત્ત માંહી,
ત્હારા વિના નથિજ હાલતું પાનું ક્યાંહી;
માટે ડરૂંજ ભયથી તુજ નીતિ જાણી,
ચાહુંજ હું શરણ તાહરૂં દીન પ્રાણી. ૫
દેવેશ દાસ લહિજાણિ રૂપાળિ આપો,
કાર્યો દિકાજ કરતે સહુ [illegible] કાપો;
પાપો અમાપ ગિશથી નહિ મૂજ માપો,
સૂબુદ્ધિ આપિ શરણે કરિ દાસ થાપો. ૬

---

## ठेमरूणी दुखनी अणी हरवा विषे ईश्वर प्रार्थना.

### વિબુધવંદિતા છંદ.

પરમ પ્રીતથી, વીનંતી કરૂં,
મન વિતી હવે, અલ્પ ઉચરૂં;

ભરિ નિદ્રા સુ જો, દેશની ભણી;
પ્રભુ વિદારરે વ્હેમની અણી. ૧
મનિશ આર્ય તો, દુ:ખમાં ફરે;
અતિ અનીતિમાં, રે અરે કરે,
ત્જિત છે ફના દેશની ધણી;
પ્રભુ વિદારરે, વ્હેમની અણી. ૨
સઠ સુ રીતમાં,તો સજે નહીં,
દુખ અગ્રાધ દે, સજ્જનો મહીં;
થતિ નથી દિનાનાથ માપણી;
પ્રભુ વિદાર એ, વ્હેમની અણી. ૩
નવ પિછાનતા, મૂર્ખ કાયદા[1],
બહુ બતાવતા, જેથિ ફાયદા;
તન વિશે તપે, એજ તાપણી,
પ્રભુ વિદાર એ, વ્હેમની અણી. ૪
મમતમાં રહી, માર પામતાં;
કુમતિમાં કદી. ના વિરામતાં;
છળકરી રહે, નીતિને હણી;
પ્રભુ નિવાર એ, વ્હેમની અણી. ૫
અઘ અતીશતો, ખૂણમાં થતાં;

---

૧ શાસ્ત્રોની ઝીણી રીત નહિં સમજતાં વ્હેમની વાતોનું અભીમાન રાખેછે.

અબળ પ્રાણીયો, ત્રાસ પામતાં;
તું વિણ એમનો, અન્ય કો ધણી;
પ્રભુ વિદારરે, વ્હેમની અણી. ૬
નિરખિ ઊલટું, ઊર ઊકળે;
મન વિતી સહૂ, મન તો કળે;
ઉચરતાં પગ્ર,માં રહું બણી;
પ્રભુ વિદારરે, વ્હેમની અણી. ૭
ગદગદીત થૈ, જાચિયે અમે;
બહુ વિચારતાં, મંનતો ભમે;
દુખ ઉચારતાં, બંધ રાગણી;
પ્રભુ નિવારીદે, વ્હેમની અણી. ૮
દિલ દયા ભરી, નીજ બર્દથી;
જગપતી બચાવો, કુદર્દથી;
રિત સુધારિ દો, જેરે જારિણી;
પ્રભુ વિદારરે, વ્હેમની અણી. ૯

---

## इश्वर शक्तीनी स्तुती.

### રાગ કાલીંગડો.

દિનદયાળી સૂવરદાળી, સત્યમુજ માતા;
બે કર જોડી લાગું, ત્હારે પાયરેજી;
આ જગમાંહી, ત્રિવિધ તાપ પીડે મુજ માતા;

દર્શન ત્હારાં થકી, સૂખ થાયરેજી. ૧
વીઘ્નની વીદારણ, મારણ દુષ્ટ મદ માતા;
ભક્તને આપે તું, અભય દાનરેજી;
પુરણ પાપી કેરાં પાપ, પ્રજળે મુજ માતા;
ભાવથી જો ધરે, તારૂં ધ્યાનરેજી. ૨
ક્ષમા રૂપતું અનૂપ અરૂપ મૂજ માતા;
વીશ્વને ચલાવે રૂડી રીતરેજી.
શરણ આવ્યો સુખી થાય સદા મુજ માતા;
સંગ્રામે મળેજ રૂડી જીતરેજી. ૩
દૈવ મુની ગંધર્વો અનેક મૂજ માતા;
ગુણ તારા ગાતાં ન પામ્યા પારરેજી;
નીત્ય નીત્ય નવી નવી લીલા મૂજ માતા;
ભવિષનું ન થાય નીરધારરેજી. ૪
એવી તું અખંડ ઔા પ્રચંડ મૂજ માતા;
જાણી આવ્યો શીશુ ત્હારે શર્ણરેજી;
સાવધ તારી ભકતી માંહી રહું મુજ માતા;
ગણગાઊં ના શૂખ દૂખ મર્ણરેજી. ૫
ભારીછે ભરૂસો તારો ઊર મૂજ માતા;
રાખીશ શેવક જન તણી લાજરેજી;
દુષ્ટને કુકર્મીને હણીશ મૂજ માતા;
તારિશ પ્રપંચ નિધિમાં સત્ય ઝાઝરેજી. ૬

પળ પળના અપરાધ મારા થાય મુજ માતા;
ગણતાં તો ગણાયના અપારરેજી;
બાળક પર જો રીશ કરો કદી મુજ માતા;
પછી કરે કોણ તેની વ્હારરેજી. ૭
પુત્રતો સદાનોછે અપરાધી મુજ માતા;
ક્ષમારૂપ પાળનાર તુંજરેજી;
હે કલ્યાણી માટે જાચું રોજ મુજ માતા;
પ્રલય કરજો મારા પાપ પુંજરેજી;
કુબુધ્ધી ટાળી સુબુધ્ધી આપ મુજ માતા;
સંકટ વેળા થા તું, દેવી સાહ્યરેજી;
ભૂલ્યો ચુક્યો જુઠ દરિયામાં પડયો મુજ માતા;
બુડંતા બાળકની ઝાલો બાંહ્યરેજી. ૮
શુભ અશુભ હું તો નહીં જાણું મુજ માતા;
કાલાવાલા કરિને ખુશી થાઊરેજી;
કર અનુગ્રહ કૃપા દૃષ્ટી કરી મુજ માતા;
નિલકંઠ તારા ભજનથી સુખ પાઊરેજી. ૯

**સમાપ્ત.**

# શુદ્ધી પત્રક

———o———

આ પુસ્તક છપાવતાં અત્રે મને કેટલીક હરકત હોવાથી બરાબર પ્રુફ જોવાયાં નથી તેથી આ શુદ્ધી પત્રક આપ્યું છે, તેથી ભુલ સુધારી લેવી.

| પૃષ્ટ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૪ | ૮ | જીઝટ | ઝટ |
| ૭ | ૨૦ | નહોય | હોય |
| ૧૧ | ૫ | સત્ત | સત્ય |
| ૧૩ | ૧૦ | રતાપે | સંતાપે |
| ૧૫ | ૩ | બબર | બરાબર |
| ૧૭ | ૧૪ | સાસારી | સારી |
| ૧૯ | ૪ | તેઓનો | તેઓના |
| ૩૨ | ૧ | પૂર | પુરા |
| ૩૨ | ૭ | અમથકી બને | અમ સુખોપરે |
| ૩૩ | ૨ | અહીં | અહી |
| ૩૯ | ૧૮ | અમ સુધારા | સ્ત્રી કેળવણી |
| ૪૧ | ૧૬ | બીગાડેલી | બિગડેલી |
| ૪૬ | ના | ના | ન |
| ૪૯ | ૧૪ | રતે | રીતે |

| | | | |
|---|---|---|---|
| ૫૦ | ૫ | યથા | થાય |
| ૫૧ | ૪ | ટગટગ | ટકટક |
| ૫૩ | ૧૨ | ના | નાજે |
| ૫૩ | ૧૪ | કલીયુ | કળિયુગ |
| ૫૫ | ૧૪ | સુપુજ્ય | સુ પુન્ય |
| ૧૧ | ૧૫ | જ્યા | રાજ્ય |
| ૫૬ | ૧૧ | કહેવત અહીં | કહેવતા અહીં |
| ૫૮ | ૨ | કરાવિને | કરાવિલે |
| ૫૯ | ૧૫ | મહીં તે | મહીં શું |
| ૫૯ | ૧૫ તથા ૧૬ વચ્ચે | ० | ક્યમ ના આવો અમૃત મીઠું દૂધ માં ના વહોરે |
| ૬૦ | ૫ | વહોરે | રહોરે |
| ૬૦ | ૬ | રહોરે | વહોરે |
| ૬૩ | ૧૮ | ચમત્કારી | ચમત્કાર |
| ૬૩ | ૨૧ | રમળ | રંમળ |
| ૬૬ | ૧૬ | કામાં | કાળાં |

# જાહેર ખબર.

---

આ ચોપડી નીચેનાં ઠેકાણાંઓમાંથી મળશે.

**અમદાવાદ.** અમદાવાદમાં ખાડીઆમાં અમરતલાલના માહાદેવમાં હિતેછુ પ્રેસમાંથી.

**ઈડર.** સરકારી બંગલા પાશે અંબાજી માતા વાળી ગલીમાં કવી નીલકંઠ જીવતરામ પાસેથી.

એ રીતે ઉપરના ઠેકાણાંઓથી આ પુસ્તક જેને જોઈએ તેણે કીમત તથા દેશાવર વાળાએ ૧ આનો ટપાલ ખરચનો મોકલી મંગાવી લેવી.

કવિ નિલકંઠ જીવતરામ.

---